અથ શ્રી

# સુરેખા હરણ.


રચનાર.

કવિ. છગનલાલ દાજીભાઇ દ્વિવેદી.

ઉમરેઠ-નિવાસી.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

સાકરલાલ બુલાખીદાસ બુકસેલર.

ઠે. રીચીરોડ બાલાહનુમાન—અમદાવાદ.

આવૃત્તિ ૨ જી. પ્રત ૨૦૦૦.





સંવત ૧૯૭૬. સને ૧૯૨૦

અમદાવાદ-શાહપુર વનમાળી વાંકાની પોળમાં હરિભાઇ દલપતરામે પોતાના " ગ્રન્થોદય " પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું.


કીંમત રૂ. ૦-૮-૦

॥ ॐ શ્રી ॥

# સુરેખા હરણ.

## મંગળાચરણ સાર્દુલ.

આપોને આનંદ શ્રી ગણપતી, ભાનુ શ્રી લક્ષ્મી પતી;
ગૌરી દેવ મહેશ્વરા પરશુરામ, કરૂણા કરીધો મતિ.
રાખોને આરોગ્ય લક્ષ્મી સદને, વાસો કરી રે'સદા;
આજ્ઞાંકિત રહે સહુ સદનમાં, વિઘ્નોન આવે કદા. ૧

દોહા.—સહસ્ત્ર કર પદ નાસિકા સહસ્ત્ર યુગ અનંત; અછેદ ભેદ જરા અમર સૌમાં તુજ મહંત. ૨. સકળ સાર કરૂણા નિધિ નિગમ તત્વ ઓંકાર; વંદીપાયે લાગિયે કરે સકળ સ્થળ સાર. ૩ રાગ. કલ્યાણ—દેવ એકદંત સેવિ ધ્યાનનો અમો ધરૂં. સાહ્ય થાવ સધ શ્રી સુરેખાહર્ણ વિસ્તરૂં; આપ્ય વાણિ માત સરસ્વતિ સદા જીભે વસી, કાલિદાસરે કર સહાય સાહ્ય ઈશ્વરી—દેવ૦ ટેક. વ્યાસ મુનિયે કથી સુસાર ભારતે ભરી, ગોવિંદના ગુણારવિંદ કારણેજ ઉચ્ચરી; સાર તેહ સધ આજ ગુર્જરી ગીરા કથું વિભુતિ રૂપ વિશ્વની કવિ ગીરા નમી વદું—દેવ૦ ૨ પ્રશ્ન એક પુછીયો શ્રી ચંદ્ર ધ્યાન માનમાં, હવી કૃપા પ્રભુપદે સહાય રહેવા માનમાં: દીન દોહ્યલા થયે ન કોઇ સાહ્ય થાયરે, દાખલો દિયો કવિ શ્રી જકત જાણ માંહરે-દેવ૦ ૩ એક દેશ કારણે શ્રી જગતને ઉદ્ધારણે; હાસ કામ દાન જ્ઞાન માન કેરે ધારણે; હિત હિંદ વાધવા ને હિકમતે વધારવા, વિસ્તરૂં સુરેખાહર્ણ શ્યામ ભક્તિ ધારવા. દેવ૦ ૪ ચંદુલાલ ચિત્તમાંય ધ્યાન ધરીને રહો, ભક્તિ ધ્યાન જ્ઞાન માન ઉરમાં સદા ચહો: પિંડ આજ આવિયો પશુ તજી મનુષ્યનો, કહે કવિ છગન મગન લગન્ન લાગે ખુશનો. દેવ૦ ૫ સાખી—સ્વર્ગ વિષે કિરિટિ ગયો, વસ્યા પાંડવ વનરે: વિદુર ગ્રહે હસ્તિનાપુરમાં, શું થાતું તે દીનરે. ૬

## કડવું ૧. લું—રાગ ચોપાઇ.

વૈશંપાયન એણી પેર બોલ્યા, સુણ જનમેજય રાય; વિસ્તારી તુજને સંભળાવું, સુરેખાહરણ મહિમાય. ૧ સારી રેખા કર્મ તણી

તો, સરવે થાયે સાથ; પડતી જ્યારે આવે ત્યારે, કોનવ થાયે સાથ. ૨ ગમતું તો ગોવિંદનું થાયે, અન્ય કલ્પના જુઠી; જાવું સર્વ ઉઘાડે હાથે, આવ્યા બાંધી મુઠી. ૩ જે જન સમજ્યા તે જન જીત્યા, બાકી ગોથાં ખાયે; સુરેખ રેખા કર્મની તો કો કાળે નવ જાયે. ૪ રાજસુય પાંડવે કીધો, સભા ભરી તે કાળ; બાળક પુત્રી હલધરનીનું, કીધું વેવીશાળ. ૫ પાંડવના દીન પડતા આવ્યા હાર્યા રમિયા દુત; બાર વરસ વનવાસ સેવવા, ચાલ્યા તજી ઘરસુત્ર. ૬ સ્વર્ગે અર્જુન ગયો શીખવા અહીં થઇ શી રીત, અભિમન્યુ સુભદ્રા કુંતા, વિદુર ગ્રહે રહે પ્રીત. ૭ ખાવા પુરૂં અન્ન મળે નહિં, દોહ્યલે દહાડા કાઢે; એ-વામાં એક કૌતુક નિપન્યું, ઘટવુ તે દ્રષ્ટાંતે. ૮ સુરેખાનો વીહવા કીધો, બલભદ્ર જે કાળ; ત્યાર પછી પડતા દીન જોઇ, ઉપન્યો મંન વિચાર. ૯ શ્રીહલધર શોચે મન વિશે, નથી આપણે પુત્ર; લ્હાવો જે લેવાનો છે તે, પાલકથી છે ઉપયુક્ત. ૧૦ તેમાં આવી વિઘન પડીયું, હવે કરૂં શું હુય ! થયા રંક પાંડવો આજે, હવેજ કરવું શુંય ? ૧૧ જાન થકી હું તો નવ શોભું, કાકો ભક્ત વિદુર; છાપાં તિલક તુલશી-માળા, માંડે ભવાઈ ભુર. ૧૨ સોબતીયા પણ ભંગી જંગી, તંબુરાના રંગી; મંજીરા જો સાથે હોય તો, જાન રહેના ઢંગી. ૧૩ એની સાથે દાઢી પીળું, બેસુ તે નહિ શોભું; આખર કહે બીચારો સર્વે, એહ વાતનું ગાંભુ. ૧૪ માટે સર્વે કહે મુજ સારો વળી કહે કર્યું ઠીક; વિહવા તોડી કરૂં અન્ય તો, કીરતી અધીક. ૧૫ મન વિચારે મગ્ન થયું છે, ત્યાં આવ્યા કૃષ્ન: આવો કહીને માન દીધું, પછી પુછીયું પ્રશ્ન ? ૧૬ કહો ભાઇ ! હવે શુ કર્યું થઇ સુરેખા મોટી; વહીવા કરીયે આપણે પણ, જાન ભગતડે ખોટી. ૧૭ અભિમન્યુમાં કાંઈ રહ્યું નહિ, ભત સાથે ભળ્યો: લગ્ન કરતાં મારો આત્મા અતિ ઘણો છે કકળ્યો. ૧૮ માટે ભાઈ વિહવા તોડી, બીજે ઠામે કરીયે: લ્હાવો પહોચે આ-પણને, વળી દેશાંતર વખણાઇએ. ૧૯ સગાભાઈ દુર્યોધનનો સુત, લક્ષમણો છે રૂડો; રાજ કાજનો ધણી રહીને, કયમ કહેવાયે કુડો. ૨૦ અભિમન્યુનો કીધો નિશ્ચય, દીન થયો છે વાંકો; પાંચે પાંડવ વનમાં વસિયા, તેર વરસનો ટાંકો. ૨૧ પુરણ તે પસ્તાવો થાયે, મન થયું ઉદાસ; મન વિચારો મનમાં રહેછે, સુઝે નહિ કોઈ પાસ ૨૨ નિર્ધનનો સુત આવે વરવા, મળે ન મુજને લ્હાવો; કન્યાકાળ થયો કુંવરીને, અભિમન્યુ તેડાવો. ૨૩ આવે એકલો, નથ શોભે, નહોય જોડે જાન; ભીષ્મ દ્રોણ ને કૃપ કદિ આવે, દોશી કુંતા જાણ. ૨૪ સુંદરિઓમાં બહેન શુભદ્રા, વારેવારે વિદુર: રીસં ત્રણ ગજનું તાણે તે.

ભક્ત જનમના ભુર. ૨૫ તાલને કીડતાલ સાથે, લાવે તો મંજીરા; છપ્પન છાપાં કરે છાતીએ, વળિ વગાડે વીણા. દશ વીશ માળા ધરે કોટમાં, હાથ ધરે ઝાંઝરીયા; તાન ચઢે ને કરે ચાળા, રૂપ ધરે નિજ તરીયા. ૨૭ રાગ રાગડા તાણે લાંબા, ગોવિંદ ગોવંદ ગાયે; બડબડ બડબડ મુખથી કરતો, જીભ ચંચળાવતો જાયે. ૨૮ સંસારે લ્હાવો ના વીતે, હાસ્ય કરે સૌ લોક; ગરબને ઘર નહિં દઉં કન્યા, વીહવા કીધો ફોક. ૨૯ છત્રપતિ દુર્યોધન છે તે, ગૃહસ્થ ભુપાળ; ભાનુમતિ મહા મતિવંતરાણી, લખમણ તેનો બાળ. ૩૦ આજ થકી તેને દઉં કન્યા, અન્યા કહે ન હોય; જાન જથો સાથે લઇ આવે, આનંદ અંતર હોય. ૩૧ જાન આવશે જારે અહિંયાં, શોભીશું આપણુ તો; કહો ભાઇ શું ખોટું કહુંછુ, અભિમન્યુ મેલો પડતો ૩૨ એમ વિચારી વીર મોરારી, તમને પુછવા પ્રશ્ન; દ્વારપાળને મેં મોકલિયો ત્યાં આવ્યા મન તૃષ્ણ. ૩૩ વદો વડાવીર આહો વિઠલ, એહ કલ્પના ખરી; હસ્તિનાપુર છત્રપતીને, લખોજ કંકોતરી. ૩૪ કૃષ્ન કહે કે કંકોતરી, સમજાવો શુભ અર્થ; બલિભદ્રજી બોલ્યા મુખથી, વહીવા કીધો વ્યર્થ. ૩૫ થયા નિર્ધન સુત સતિના, પધાર્યા વન નીતિ; કુંવર એકલો વરવા આવે, મને ન લ્હાવો વીતે. ૩૬ માટે વહીવા ફોક કરીને, કરૂં હું રૂડીપેર; સુત સભાગી છત્રપતીનો, કરેજ પુત્રી લહેર. ૩૭ કરૂ રાય કેરો કુટુંબી, એહ લક્ષ્મણો નામ; ક્યાં કર્યું કોઇ કહેશે નહિને, થાય આપણું કામ. ૩૮ જાન આવશે જારે અહિંયા, શોભિશું આપણુ તો; કહો ભાઇ ? શું ખોટું કહું હું. અભિમન્યુ મ્હેલો પડતો. ૩૯ શુભ સગો આંગણિયે આવે, તેથી રૂડા થઇએ; વીને ઓરીયો અબળાઓને; માટે લક્ષ્મણો ચહીએ. ૪૦ છત્રપતિ દુર્યોધન બ્હાદુર, છે એની બહુ ચઢતી; પાંચ પાંડવો નિર્ધન બનિયા, વનવસ્યા થઇ પડતી. ૪૧ રઝળી રખડી કયાં જીવ જાશે, તેર વરસ શી વાત; તેમાં વળિ જો જાહેર થાય તો, અન્ય તેર નીખ્યાત. ૪૨ ઠામ ઠેકાણું ઘર ભુમિ નહિ, મુજ પુત્રી શું ખાશે; શુભ સગામાં ઓઢી પહેરી, કયે ટાંકણે જાશે. ૪૩ માટે એનો નથી ગોઠતું. વહીવા મ્હેલો પડતો; દુર્યોધન સુત લક્ષ્મણ સાથે વહીવા કરીએ જડતો. ૪૪ તમને બોલાવા માટે મેં, કિંકરને હાકોટયો; ત્યાંતો આવિ ચઢીયા પોતે, ધનધન દહાડો મોટો. ૪૫ કહો ભાઈ શું કરશું હાવે ? રસ્તો કોઇ બતાવો; મારૂં મન તો એમજ કહેછે. અભિમન્યુજ ખટાવો. ૪૬ વલણ-કૃષ્ન કહે હો મોટા ભાઇ ! એ શી બોલ્યા વાતરે; દાસ છગન કહે ભાણેજ મુકી, બીજાની શી ખ્યાતરે. ૪૭

# કડવું ૨ જું.

કૃષ્ણોવાચઃ–છંદ મનહર. વીરા હે વડિલ મારા, વિચાર સુઝયાન સારા; વેવીશાળ તણી બુદ્ધ, દીસે નહિ તુજમાં; કથિ કથિ કથે કશું, પુછેછે શું મને તશું; મન સુઝયું કાજ કરો, એનો મને પુછ માં; કદી પુછેછે તો કહું, બ્હેનને ભાણેજ સહુ સાથે વેર બાંધવું તે. જ્ઞાન વસ્યુ તુજમાં; પસંદ પડે ન મુજ, કારણ કહું ને તુજ: સુણ બળદેવ સુજ, વસી જેહ મુજમાં. ૧ વેર વધે ભાણેજને, ભગિનીની સાથે આજ; બ્હાલાને વિપત પડે, દુશમન થાઇએ; એને નીતિ ન્યાય ક્યાંનો, ભાઇ કહું વદો તમે; ઉમ્મર મુકીશું ડુંગર ? પુજવાને ! જાઇએ; વિપત વખત માટે, સારો સગો જુઓ આજ; વિગત સગાના સમે, સ્વારથ શું સાધિયે; ન્યાય થકી જગત અમાન ચાલે ધર્મ ધરી; ન્યાય મુકી અધર્મ તે, આપે કેમ વ્હોરિયે. ૨ ઉમ્મર મુકીને પુંજે ડુંગર તે ધન કશી; સગો મુકી સુઝે તુજ, એહવા આગળી; તોડવું હતું તો શાને, કરયું વેવિશાળ તેતો; કર્યા પછી શોચ કરી, ફરો નહિ વાકળી; સત્ય સત્ય કહું આજ, ફરો તે શુભ ન સાજ. ન્યાય તોડનાર તણી, ઉડાવીએ ઝાકળી; તે તો તમે ન્યાય તજો. અન્યાયનો સાજ સજો; અને તેમાં હા ભીડાવો એ વાચા કે વાકળી. ૩ સંકટ સમજો મન, મદદ તો એને કરો: સંકટ તજાવો દુર, સ્વધર્મ વિચારીયે: સંકટ સમયે સગી, સંગ તજી તજી જાય; ધિક્કારને પાત્ર તેહ, અવગુણી પ્રમાણિયે: ગુણ કેડે ગુણ દશગણો કરે જેહ જન, પણ અપકાર પર ઉપકાર (ઞ) માણિયે: ખાઈ આવી ખવરાવો તેમાં તો શો પાડ કરો, પોષનાર પરમારથ પુન્યવંતો જાણીયે. ૪ આતો બેઉ અર્થ સધે, સંબંધ સગાનો વધે, સારૂ લાગે બ્હેનને ને, વય ભગિનિ વધે; હુંતો વિહવા તોડી કરો, નહિ કહું જીભ થકી; કહું જો કદાપિ તો તો દોષિ ભગિનિ થઇએ; ઘર શોભશે તો રૂડુ અભિમન્યુ આવે ઘેર, લક્ષમણો આવ્યેથી ઘર, લજવીજ મારિયે. હોય જો વિનાશ કાળ સુલટ ઉલટ સુઝે; કુબુદ્ધિ આ ક્યાંથી આવી વિવન પ્રમાણિયે. ૫ રાજ ગયું દ્રવ્ય ગયું છત્ર સહુ પુરૂં થયુ, અભિમન્યુ તણું કર્મ લીધું નથી કોઇએ; એકને મુકીને કરો બીજી જગા વેવિશાળ, યદુ કુળમાંહિ એવું નથી કરયું કોઇએ, લોપો તમે કુળ ધર્મ તેતો નહિ વાત રૂડી: લક્ષમીને ચલિત જાણો સ્થીર નથી ક્યાંહિયે. કાયા માયા સહુ જાય વચન તો સત્ય થાય; સત્ય તણો જય સદા પાપે

એ પ્રમાણિયે. ૬ ગીતિ—બ્હેન અને ભાણેજ? દુભાવ તે નહિ ધર્મ કદિ કહાવે; દાસ છગન તે સુણી હલધર વચનો ક્રોધે વદાયે. ૭

## કડવું ૩ જું.

હલધર ઉવાચઃ—રાગ શાર્દુલની દેશી. જાણું છું હું વાત આજ સહુએ પેગામ ત્હારાં પરાં, કાલુ હોયે કાજ તોય વદનો* ના હોય વચનો ખરાં; પુછ્યાનું પરમાણનો લહે નહિ, ફાંફાં મરાવે નરાં, તે તો તારી વાત મેંજ લહી છે ધાર્યાં ત્યાં જે ઘણાં. ૧ હાવે તે નહિ થાય કાજ કંઇએ સમ્મત્તિ દેવી પડે, ચાલે નહિં મુજશુ જરાય તુજનું ને હું કહું તે કરે! તો તો ત્હારી વાત માન્ય કરિને હું માન તુંને દઉં, માટે સંમ્મત થાય આજ મુજશુ લાહો વિશેષે લઉં. ૨ કે' હલધારી સુણ હો વિરા! વાત તારિ મેં વરણી, પરણી શુભદ્રા અર્જુનને, એ પણ તારી કરણી; કરણી પણ શરણે આવેલા, વાંતર વાંતર તરણી; તરણી અરણી મથનાં અગ્નિ, તેવી છે આજરણી. ૩ શું હરણી સિંહજ સમ આવે, લક્ષ્મણ સહ અભિમન્યુ! પરણાવાને તું પ્રેરેછે, મ્હારે કરવું અન્યું. અભિમન્યુનો વિહવા ફેટી, લક્ષ્મણની સહ જોડું; ત્હારી કીરતી ઉજ્વળ છે તે તડીક લઇને તોડું. ૪ નથી માનવું મ્હારે કોનુ? મન મ્હારે જે આવ્યું; આજે નિશ્ચય તે તો કરવું, નહિ થાયે તુજ ફાવ્યું! પાળક પુત્રી સુરેખા મુજ, ઓછું એને નાવે એવું સારા મનમાં આવ્યું કરૂં મરજી અનુસારે. ૫ આનો મેં તુજને બોલાવ્યો સ્હેજ જણાવા વાત, લ્હાવો મારે લેવાનો છે ને ઝાઝી આવે ખ્યાત; કહ્યું તેમાં થયું શું ભાઇ, સારૂં કયાં નથી મળતું, શાક બજારે લેવા જઇએ, જોઇએ, સારૂં નરતું! સાત પેઢીનો સંબંધ ધરવો, કયમ સારૂં ના જોઇએ! માઇ કાંગલાં ત્હોરી દ્વારે જગમાં પત શું ખોઇએ? દાઝે બળતો હોય તું હુંપર, એમ મને તો લાગે; છત્રપતિનો લ્હાવો લેવા, મારૂં મન અનુરાગે. ૭ કોટિ કલ્પે નહિં કરે એ, તું જાણે છે એવું, બળદેવે શુભ સગો શોધ્યો, ભંગ થાય કરે તેવું! ૮ વલણ—થયો ભંગ વિચાર સૌ, ન કરૂં કોટ ઉપાયરે; દાસ છગન અભિમન્યુ સાથે, લગ્ન કરૂં ન કદાયરે. ૯

---

* આ બે છંદ કૃષ્ણને ઉદેશી કહ્યા છે, તે વદતો વ્યાઘાત છે. જેમ વદનો ને બદલે વગતી લઇ વાંચતાં બંને છંદનો વલણ ઘટાવ સ્ત્રી પ્રતિ યારકે પુરા પ્રેમી નિજ પતિની ઉકિત છે. એ અર્થ ચમત્કૃતિ અને ગોણ રહસ્ય.

## કડવું ૪ થું.

કૃષ્ણ ઉવાચઃ-રાગ ચાલનો.—કૃષ્ન કહે હો મ્હોટાભાઈ ! તમને આડું લાગે, ખરૂં કહું છું હું તો મ્હારે, તમ મન તો અનુરાગે. ૧ શંકા મનમાં થતિ હોયને નવ આવે વિશ્વાસ; કરો તમારા મનનું માન્યું ? મારે શીછે ખાસ. ૨ તમે તમારે જેમ લખાવો તેમ લખું આ ટાણે; દોષ મને દેશો નહી કોઇએ, કરજો મન પરમાણે. ૩ કરો સુખેથી હસ્તનાપુર, વેવિશાળ મુજભાઈ ! ભલા તમારા માટે કીધું પડયું શું વાંકું કાંઈ ? ૪ કંકોતરીનો લાવો લખીએ, બોલ્યાશ્રી જદુ-રાઇ; પત્ર લેઇને લખવા બેઠા, ક્ષણું વારની માંહિ. ૫ દુવાત ખડિયો લાવ્યો સેવક, કાગળ પણ તે લાવ્યો શ્રી મોરારિ લખવા બેઠા, બલ ઉમળકો આવ્યો. ૬ વલણ—ઉમળકાથી કેવું લખાવે, સુણો તે ચ દુલાલરે; લખે કૃષ્ણ બળદેવ લખાવે, દાસ છગન નિરધારરે. ૭

## કડવું ૫ મું.

હલધર ઉવાચઃ-રાગ કંકોત્રીનો ચોપાઈ—સ્વસ્તીશ્રી હસ્તિનાપુર ગામ, મધ્યે શીરોમણી છત્ર ઠામ. છત્રપતિ શુભ શોભાયમાન, રાય દુર્યોધન ગુણગ્રામ. ૧ લખીતંગ દ્વારિકા ગામ, બલભદ્રના પ્રેમ પ્રણામઃ છે સર્વ કુશળ સમાચાર, અધિકાંકે આનંદ અપાર. ૨ એક વાત વિસ્તારી તરણું, મમ પુત્રી સુરેખાનું શરણું, સોંપ્યું અરજુન સુતને સભામાં, તેથી નવ આવ્યા કંઈ વભામાં ! ૩ તેહ વિહવા કરીને કોક, આજ જોડું છું તમ ઓક* તમસુત શ્રી લક્ષ્મણ નામ, મમ સુતા સુરેખાભિધાન. ૪ લગ્ન વૈશાખ પુરણીમાં લીધું, અમ તમ સહુ કારજ સિધ્યું; શુકલ દ્વાદશીને દીન આવો, રૂડી ચતુરંગિણી જાન લાવો. ૫ ઘર ગામ શોભે જેમ મારૂં, લેઈ આવજો ધુમધામ ચારૂં; નહિ આવો તો ખોટું થાશે, લગ્ન કાળ કન્યાનો જાશે. ૬ થોડું લખ્યું ઘણું કરી જાણો, વ્હેલા પધારો ઉમંગ આણો, ચાર દીન રહેજો મુજધામ, જેથી શોભશે ઘર ને ગામ. ૭ એમ પુરણ લખી ગીરિ-ધારી, વિરા પ્રત્યે વદે છે મોરારીઃ થઈ કુંકુમ પત્રી પુર્ણ, માગ્યુ કુંકુમ રહ્યું અપુર્ણ; લેવા કુંકુમ ઉઠયા વિરા, બલભદ્ર થઇને અધિરા. ૮ હવે

* ઓક-ઘર આજથી તમારે ઘેર વ્હીવા જોડું છુ અને અભિમન્યુ સાથે કરેલો વ્હીવા ફોક કરૂં છું.

કૃષ્ન કલમ ચલાવે, દુષ્ટ દુર્યોધનને જણાવે: જોઇ વિચાર કરી આવજે અતિ મનમાં ન મલકાવજે. ૯ સ્હામે ટિરિટિકેરો સુત ! લેશું દહિ. થઈ કાગકપુત ! જોઇ વિચારી ડગ ભરો રાય, નવ જાણજે તુજ ન્યાય. ૧૦ સિંહભક્ષ તે લેશું શિયાળ, નથી દીઠું સુણ્યુંકો કાળ; હંસ ભક્ષ શું ખાશે કાગ, કુવાશિ ભ્રમર કયાં બાગ. ૧૧ એવા શબ્દ છાના લખીયા, નથી જાણતા હલધર બળિયા; લખ્યુ છાનુ જેહ છબિલે ! તેનો બલદેવ વિણ એકિલે ! ૧૨ આવ્યા હલધર કંકુ લાવ્યા, કુંકાવટિ મહીં તે પલાળ્યા; લખીતંગ તમારો શુભેચ્છું બલભદ્ર છે સ્નેહનો તરસુ. ૧૩ લખી લખીતંગ કીધી બંધ, કુંકુમ છાંટી બાધે બંધ; તેડયા સેવક દીનાનાથ, જાવા હસ્તીનાપુર પાથ ૧૪ આપી એક સેવકને હાથ, દેજો હસ્તીનાપુર નાથ; થયો તુરત વિદાય સ્વાર સાથે ચાલ્યા અનુચર ચાર. ૧૫ આવ્યા હસ્તિનાપુર માંય, ભરી સભા દુર્યોધન ત્યાંય; સ્વાર ઉતર્યા અશ્વથી હેઠા, ગયા સભામાં છત્રપતિ બેઠા. ૧૬ કુંકુમ પત્રી જોઇ રાજન, વદે શકુની પ્રત્યે વચન; કરી હજુર પત્રી આપી, જોઈ હરખ્યા અતિશે વાપી. ૧૭ ઉથલો—પાપી હરખ્યો મન વિશે, કંકોત્રી નિરખી સારરે; દાસ છગન દુર્યોધને, દીધી મામાને નિરધારરે. ૧૮



## કડવું ૬ ઠું.



રાગ સામેરી.—વૈશંપાયન એણીપેર બોલ્યા, સુણ જન્મેજય રાય; વિસ્તારી તુજને સંભળાવું, કૃષ્ણ તણો મહિમાય. ૧ શકુનીના કરમાં આપી પત્રી દુર્યોધન: વાંચો મામા શું લખ્યું છે; સુણે સભાના જન. ૨ ભીષ્મ વિદુર સો કૈરવ બેઠા, વાંચે શકુની તેહ; લક્ષ્મણાનો વિહવા જાણી, આવ્યો અંતર નેહ. ૩ કહે શકુનિ સાંભળ રાજા, વિહવા સુતનો થયો; છપ્પન કોટ વહેવાઈ પક્ષે, ભય સૌ તારો ગયો. ૪ રંગીલા રણછોડ સાથે, વહેવાઈતો બલભદ્ર દિવસ જાગ્યો ભાગ્ય તણો તુજ, સંશય ટળ્યો થયું ભદ્ર. ૫ અભિમન્યુનો બીવા ભાગ્યો, સુણી દુર્યોધન રીઝયો; અછકલો છલકાઈ જઈ કહે, મુજસમ કો નથિ બીજો. ૬ હો મામા ! છે શુરા કેવા, જાદવ છપ્પન કોટી; વિહવા કીધો બળદેવે લખ્યું, જાન લાવવા મોટી. ૭ ગમતું ગોવિંદનું થાયે કૃષ્ને કારજ કીધું; કુલિ ફાળકો થયો દુર્યોધન, સર્વે કારજ સીધ્યું. ૮ ચિંથરે હાલ પામે મ્હાલક્ષ્મી, તેવો હર્ષજ વાધ્યો; સ્વર્ગ તસુ બે બાકી જાણે, અહંકારી મન વાધ્યો. ૯ વિહવા ભાગ્યો સુણિ અનિયો, દુર્યો-

ધન હર્ષ ઘેલો; મુરખ મનમાં સમજે નહિ, કહે હું સમ નાવે ચેલો. ૧૦ ચોપાઈ--કાર્ય જદુનાથે આ કરિયું, મારા કર્મનું પાંદડું ફરિયું; પ્રભુ પાંડવનું હેત તુટયું, સગપણ સહુ એમનું છુટયું. ૧૧ આખી અવની કરૂં હું જેર, થયો ઇંદ્ર થકી હું શેર; મુજ સન્મુખ કો નવ થાય, થાય તો આવે જાદવરાય. ૧૨ કોની માચે નવ ખાધી સુંઠ, સામો પકડે કસિ મુઠ; હવે ધાર્યાં કાર્યો થાશે, નિશ્ચે પાંડવ રવડા વાશે. ૧૩ અંધ સુત અતિ મન ફુલે, નથી જાણુંનો જે સહુ ડુલે; મિથ્યા મારૂં મારૂં કરે, અજગરવત ઉદર ભરે. ૧૪ પણ સમજે નહીં સત્ય વાત હોયે સ્વાર્થ ત્યાં અંધ અજ્ઞાન; ઇચ્છે નિજ ધારયું જે કરવા, તેને બનિયા જગતથી વરવા. ૧૫ છપ્પો. ધારયું આપણું થતું હોય તો, સર્વે રાજા થાયે, ધારયું૦ નવ રહે કો વંઝાયે; ધારયું૦ બને ભાવના ભોગી; વળી ધારયું૦ અમર રહે સૌ જગ વિષે, દાસ છગન સત માનજો, રંક રાય કો નવ દીસે. ૧૬

દોહા--મુરખ મન મમતા કરે, હું રહું સૌ ખાય; પણ સુકા કાષ્ટે જીવડો, જુઓ જળ ક્યાં પાય. ૧૭ માટે હું પદ ના ધરો, છે એ પાપજ મુળ; અહંકારે ઉત્પન્ન કરો, પેટ ચોળિને શુળ. ૧૮ રાવણ પણ મારયો ગયો, ગળ્યો વાળિનો ગર્વ; ઇંદ્રસમા અહંકારથી, મર્ણ પામિયા સર્વ. ૧૯ માટે હું પદ નવ ધરો, જો ધરયો દુર્યોધન; રાજ પાટ સૌ ખોઇને, આખર થયો પતંન. ૨૦ છપ્પો--પુર્વે દીધુ જેહ, તેહ આ જન્મે પામ્યા. પુર્વે૦ તેહને વિદ્યા વામ્યા; પુર્વે૦ તેહ ઘર ગુણિયલ જાણ્યા, પુર્વે૦ તેહ ઘર છે ધન ધાના; વળી પુર્વે૦ છે, તેનો અહિયાં પામવું, દાસ છગન સત માનજો, સુખ દુઃખ સર્વે વામવું. ૨૧ ચોપાઇ—મુરખ મન સમજ્યો નહિ, કર્યો ઘણેરો ગર્વ; સામો બીજાઇ બોલિયો, સુણ મુરખ તું સર્વ. ૨૨ પછી લખ્યું શું પત્રમાં, વિચારી લે વાત; વિચારિને આવજે, નહિ તુજ કન્યા સાચ. ૨૩ લખીતંગ બલભદ્રનું, કુંકુમ છાંટયું સાર; કેહે દુર્યોધન હસી હસી, હસ્યા કૃષ્ન નિરધાર. ૨૪ વહેવાઇ થાયે આપણા, કરે મશ્કરી ખેલ; નવાઇ જેવું તે નહિ, સહુ વાત છે સ્હેલ. ૨૫ ટેવ પડીછે જન્મની એતો કયમ ભુલાય; વાત પતાવી વર્ષમાં ને રણવાસે જાય. વલણ. ગયો રાણીના મ્હેલમાં, કહે વધારિ વાતરે; દાસ છગન તે હર્ષનિ વાત અતિ વિખ્યાતેર !

## કડવું ૭ મું.

દુર્યોધન ઉવાચઃ-( ચંદ ભુજંગની ચાલ. ) થઇ હર્ષ ઘેલો વદે

સુણ રાણી, અતિ હર્ષની વાત આજે પિછાણી; કહેછે બલિભદ્રનો હું સવાર, લખી લગ્ન પત્રી સ્વહસ્તે સુરાર; અભિમન્યુનો ફોક વિહવા કરીને, કરે લક્ષ્મણાસુ લગન તો ફરીને, કહો દૈવ છે આપણો સાનુકુળ, લખે પત્ર શ્રી કૃષ્ન હસ્તે અમુલ. ૧ સુણી રાણી થૈ હર્ષઘેલી ઘણેરી, સજી સોળ પુરા બનિ ફાંકડેરી; કરી પ્રીતને નાથને બાંહ્ય ઘાલી, થઈ કાલીઘેલી પતિ પ્રાણ વ્હાલી. નથી કાંઈ કન્યા બલિભદ્ર ઘેરે, વદો વાત તે વ્યંગ દીસે ખરેરે! વદે ખ્યાત દુર્યોધન પ્રાણ પ્યારી, ઉછેરી ગણી પાળિ પુત્રી સવારી. ૪ સુણિ વાત ને રાણી કહે નાથ મારા, કરાવી રસોઇ જમાડો સવારા, વડા પ્રેમથી પીરસું હું જઈને, વધારૂં વહુ માન પ્રીતે તહિં તે; જદા ન્હોતરૂં કહાવિયું લગ્નિયાને, પધાર્યાં પ્રીતે મ્હેલમાં ભોજનાને, કરે શું તદારાણિ થૈ ખુશ પોતે, અલંકાર જુદા ધરે ખાંત ખાંતે. ૫ ફુલી ફાળકો તે બની આપ પોતે, ગુમાની ઘણી હોંસ ખોટીજ ખાંતે; થયા સુજ વહેવાઇ શ્રી પુન્યશ્લોક, કર્યો શતરૂના પુત્રનો વિહવા ફોક; અભિમન્યુની જેહ કન્યા સુરેખા! થશે કુળ વધુ આપણી રૂડિ રેખા; તદા આવિયા લગ્નિયા તેહ ઠાર, હરી દુત ચારે કરે છે વિચાર. ૬ ગીતી.—વિચાર ચારે કરતા, જોવા વરને ઇચ્છા મનમાંહે; તેવેતો જમવાને, પીરસ્યાં ટાટો છગન કહે ત્યાંહે. ૭ ભુજંગની ચાલ—ધરી ટાટ પીરસ્યાં ભલીભાત શાક, કઢી પાપડી દાળ અમૃત પાક, ભરી વાઢિ કંસાર-ઘી ખુબ રેડે, અથાણાં અતિ પિરસ્યા તેહ કેડે; પછી માંડિયાં પુત્રનાં ત્યાં વખાણ, ફુલી મન ભાનુમતિ તો અપાર; કહે માહ્યરો લાડકો લક્ષણો છે, ભણીને બન્યો પોપટો કોમળો છે. ૮ ભલું ઉઘડયું ભાગ્ય બલભદ્ર સારૂં, રૂપાળો ભર્યો લક્ષણો ગુણ ચારૂ? ઘણે ગામથી આવતાં વેવિશાળ તથાપિજ ના કહેતી હુંતો અપાર; હવે ના કહું તો દુભે બલભદ્ર, તદા હા કહુ છું થતું જાણી ભદ્ર; અમે છુ વડા વિશ્વમાં છત્રધારી, તમે યાદવો સાહ્યછો ગીરીધારી. ૯ નથી કાંઇ કન્યાતણી ખોટ મારે, જુઓ છોકરો માહ્યરો પ્રેમ ભારે, કરી લોંડીને તે સમે સાન સારી, ગઇ તેડવા તેડી લાવી સવારી, દિઠો આવતો લક્ષ્મણો યાદવોએ, કરીને ઇસારો કહે ભુત છે એ! ૧૦ કિહાં હંસ ને કાગડો મેળ આવે, દીસે રૂપ કન્યાતણું રત્ન સારે, ધણીને ગમે ઢાંકણી શું કહિજે, કહીને પછી આપણે રહીજે? ભરેલી અભીમાન ભાનુમતીછે, ગૃહસ્થી નથી અવિવેકી અતિછે! કરે છે અતીખ્યાત વાતો વધારી, થઇ આકળા કહે રજા ઘો સવારી. ૧૧ ન પીધો કસુંબો કશું કામ કીધુ, જવા માગી આજ્ઞા સહુકાજ સીધ્યુ. મળયા ત્યાં ફરીને કરે વાત એતો,

બહાસે ફુલાશે કહુ કેત કેતો, હરામી હરેરો દીસે જાત સારી, જુએ ગુણ ત્યાંનો મળે ના લગારી, કહેછે છગન જ્યાં નથી સત્ય સીધું, મરે ભુખથી પાપનું કાજ કીધું. ૧૨ વલણ—દ્વાદશીએ જાન લાવો, નગર શોભે તેમરે, અનુચર આવ્યા દ્વારિકા કૃષ્ન કહે થઈ કેમરે ! ૧૩

## કડવું ૮ મું.

રાગ હુલારી.—આવ્યા લગનીયા પત્રી આપી, પુછે શ્રી ઘનશ્યામરે ! કહો સ્વારો કેવી રીતે, વરત્યા કૈરવ કામરે. ટેક. ૧ કહે સવારો કાંઇ નહી સૌ, દીસે ઠીકા ઠીકરે; અછકલી છે ભાનુમતી બહુ, ઘરમાં તેની બીકરે. આ૦ ૨ સભા મહીંતો શકુની છે, અંધાનો સરદારરે; વિહિવા કીધો મોટા ભાઇએ, અમો કરૂં શું સારરે. આ૦ ૩ જમાડયા તો જુક્તિ કરીને, પણ બેઠી સન્મુખરે; માઝા મળે નહી રાજવળાંની, અમો કહું શું મુખરે. આ૦ ૪ લક્ષમણાની કીરતી માંડી, જોતાં કાળો ભુતરે; ગુણ કરમ તો કયાંથી લાવે, દીસે પણ કદરૂપરે. આ૦ ૫ ભુત તણો જાણે હોયભાઇ, તેવો દુરયોધનરે; રાણી કેરૂં ચલણ ઘરમાં, માન્યું ન અમતાણું મનરે. આ૦ ૬ જેવી હતી તેવી તો ત્યાં કહી વિસ્તારી વાત વધારીરે; કહેતાં કાળ વીતે બહુ તોપણ, પુરી ન થાય સવારીરે. આ૦ ૭ છત્રપતીનું છોરૂં એનું, માગાં આવે અણમોલરે; તોપણ જાણી બળભદ્ર ભારે, અમો દઉ છું કોલરે. આ૦ ૮ વલણ.—અથ ઈતિ માંડી કહી. મુખ મરડયું ઘનશ્યામરે; દાસ છગન હસ્તિનાપુરમાં, શુ થાતું અભીધામરે. ૯.

## કડવું ૯ મું.

રાગ સામેરી.—આવ્યા લગનીયા જેણે સમે ત્યાં બેઠા હતા વિદુરરે; સુણી બીના ખેદ ધરીને ભઝા ગયા નીજ ઘેરરે. ૧ તેણે સમે કુંતા સુભદ્રા બેઠાં હતાં આવાસરે; દીયર ભોજાઈ ભેટ થતામાં માંડી કહી સૌ ખાસરે. ૨ બળદેવે વિહિવા માંગીને જોડયો અરિસુ આજરે; પડતીમાં પ્રભુવિણ નથી કો શું કરવું હવે કાજરે. ૩ સુણી સુભદ્રા જવાળા લાગી પગથી માથા સુધીરે; હો હલધર ભાઈ ! આ શું કીધું કે ગઇ સૌની બુદ્ધિરે. ૪ સગો ભાઈ તે શત્રુ થયો સગપણ નાખ્યું તોડીરે; કયાં હશે શાં પાપ પુર્વે, ભરદરિયે ભાગી હોડીરે. ૫ વિરો

તે વેરિ થઇ બેઠો નથી સુખના દીનરે; આક્રંદ કરતી અતિ સુભદ્રા વિધ વિધ થઇને ખિન્નરે. ૬ કુંતાજી પણ શોક કરેછે આ શું કીધું દૈવરે; ગૃહસ્થ મીટી થયાં રઝળતાં ઓશીયાળાં સદૈવરે. ૭ દુઃખના દહાડા સામટા આવ્યા ઘર કોનું ભંજાડયુંરે; થયાં ગરીબને માઝાતુટી કોને હશે રંજાડયુંરે. ૮ અન્નોદક ઉઠી ગયું હાવે ! ભર દરિયે ગયાં ડુબીરે; વૃત્તિ સુખની નાશજ પામી દુષ્ટની ચઢતી ખુબીરે. ૯ કસાઈ ને ઘેર કુશળ દેખો દયાવંતજ દુઃખીરે; કપટી કૌરવ કપટે રાજી ફરે ફુલ્યા મહાસુખીરે. ૧૦ અરે સુજ કુંવર પાંચેને દુત રમાડી હરાવ્યારે; સતવંતો ભોળવાયો યુધિષ્ઠિર અવળ મતીયા ફાવ્યારે. ૧૧ હે ભીમ ! બત્રીસ લક્ષણવંતા શાને ભુલી તું ભાગ્યોરે; ભત્રિજાને બેલ નથી કો, દરિયે દવ તો લાગ્યોરે. ૧૨ યદુકુળ સુજ વહાલુ હતું તે વેરિ થઈ નીવડીયુંરે: અભિમન્યુનો વિહવા ભાગ્યો, પાંડુકુળ રખડિયુંરે. ૧૩ વલણ.—ઘરસુતર રખડાવીયું, ભરે પરઘેર પેટરે; દાસ છગન બળદેવે વ્હોરી, મુકી ભાણેજ વેઠરે. ૧૪.

## કડવું ૧૦ મું.

રાગ વેરાડી. ( અરે હું અભાગીયોરે, વનમાં મુકીને આવ્યો રામ. એ રાહ. ) કુંતાજી વલવલેરે દહાડો ઉઠયો દેવ નવ ગ્રહ વાંકા થયારે, રંક થયા સહદેવ. કુંતાજી૦ ૧ હરે હાં ઝાંખા પડયાંરે માઝા ઘટી જગત: ભરદરીયે ડુબી ગયાંરે નિશ્ચે ઉઠયું અન્નોદક. ૨ ગઈ વૃત્તિ સુખતણીરે તે તો કીધાં હશે શાં પાપ ! પ્રપંચ કરયો પુત્રો થકીરે બગડી મતી દુષ્ટ અમાપ. કુંતાજી૦ ૩ કર્મ કઠોરૂં થયુંરે, પુત્રોએ પહેરયાં છે વનફુળ; હજી ના જંપીઓરે, વેર વધાર્યું કૌરવ કુળ. કુંતાજી. જાદવ કુળ વહાલુ હતુંરે, ત્યાં કરાવ્યાં પાપીએ વેર; વિહવા ભાંગીયોરે, કન્યા વિણ રહયો સુત ઘેર. કુંતાજી. ૫ સુખ ન દીઠું તાતનુંરે, જન્મી સમજ્યો નહિ કાંઈ સુખ; સુખ સમજ્યો તદારે, ફરે ઓશિયાળો ! સુખ. કુંતાજી. ૬ આ કુંવર સુજ લાડકારે, આવી પડિયું અતિશે દુઃખ; કન્યા વિણ ઝુરીયોરે, વહાલાં વેરી થઇ દે દુઃખ કુંતાજી૦ ૭ પેટ પર ઘેરે ભરેરે, કે નહીં સગુ થયુ મોશાળ; ભાણેજ ભમતો કરયોરે, હલધરે ભાગ્યું વેવીશાળ. કુંતાજી૦ ૮ શત્રુ રાજી કરયાંરે શું સુઝયું ભત્રિજા ગોપાળ ! વેર કો જન્મજ વાળયુંરે, છોરૂં છેહું કરયુ આ કાળ કુંતાજી૦ ૯ વિરોધી સહુ થયારે, યાદવ બળદેવને મોરાર; એક દિશ રહી નહીંરે, હવે કરવું શું કીરતાર- કુંતાજી૦

૧૦ વલણ.—કીરતાર હાવે શું થશે એમ શોચે કુંતાયરે, દાસ છગન વિદુર શુભદ્રા, શોચ કરે ઘર માંયરે.

## કડવું ૧૧ મું.

રાગ ચાલતો.—ગદગદ કંઠે શુભદ્રા કુંતા, શોક વીદુર કરે ભારી; એક એકે પરશાળ પટમે, ઘર બદ્ધ ચિત્ત લવારી. ગદગદ કંઠ. ટેક. ૧ એવામાં નીશાળે ગયેલો આવ્યો તે અભિમંન, દાદા દાદા કંહુ દ્વારથી પોકાર કીધા પંચ. ગદગદ૦ ૨ નિત્યે વિદુર કુંવર કાજે મેવા મીઠાઇ લાવે, નિશાળેથી નીહાળી આવતો હેત ધરી બોલાવે. ગદગદ૦ ૩ આવો કહી ઉછંગ બેસાડી હ્રદયા સાથે ચાંપે, માથા ઉપર હાથ ફેરવી મીઠાઈ મેવા આપે. ગદ૦ ૪ કુંવરને નવ ઓછું આવે જાણી લાડ લડાવે, બાપ કાકો મળે નહિ તે રખે સાંભરી આવે. ગદ૦ ૫ સંભાળ રાખે ચોગણી પણ તે દીન કંઈ નવ થાતું, લખ્યા લેખ ના મીટે કદીયે શોક નવ બોલાતું. ગદ. ૬ તે દીન લાડકડે બોલાવ્યા પણ બોલ્યા ન વીદુર અભિમન્યુને ઓછું આવ્યું ભરાઈ આવ્યું ઊર. ગદ૦ ૭ કેમ ન બોલો હે ઓ દાદા ! પોકાર કીધા પાંચ, કોણ બોલાવે બાપ કાકા વિણ ઓશીયાળો છું સાચ. ગદ૦ ૮ આંસુ આવ્યાં આંખમાંને ધશી પેઠો ઘર માંય, રોતા દેખી દાદા પાસે બેઠો જઈ તે ત્યાંય. ગદ૦ ૯ કેમ રડોછો દાદા મારા૦ કલેશ તનમાં વ્યાપ્યો, શું થયું છે કહો મુને તોય ન ઉત્તર આપ્યો. ગદ૦ ૧૦ ભરાઈ આવ્યું હ્રદય કુંવરનું કોણ વણ બાપ બોલાવે, પોતે રડતો પાછો પડતો કુંતા પાસે આવે ગદ૦ ૧૧ જઈ જોયું ઉદાસી દીઠી આંસુ વહ્યાં લોચંન, કારણ શું છે તે કહો માતા શું થયું વિઘન ગદગદ૦ ૧૨ જોઈ કુંવરને ઓછું આવ્યું વેણ શુણ્યાં થયાં તાજા, દુમો ભરાઇ હઈયે આવ્યો રોઈ મુકી મન માઝા. ગદગદ૦ ૧૩ હુસકે ભુસકે ધ્રુશકે રોતી તે નિરખી અભિમન્યું, વચન મુખ નીકળતું છે નહિ હા ! હા ! હે ! કહે હન્યુ. ગદગદ૦ ૧૪ ગીતી.—દુમો ભરાયો હઇયે રડવા લાગી સારરે, દાસ છગન તે સુણી રડતો સુત અપારરે.

## કડવું ૧૨ મું.

સવઇયા.—તેમ તેમ શોચે અભિમન્યું ગયું મુખ લેવાઈ, ઓશીયાળો થઇ આકંદ કરતો મુખથી બોલ્યો ત્યાંઇ. ૧ શા દુખ માંહે

દુભ્યાં જનેતા શું છે મારી માત, શાને કાજે શુ કરવાને કરોજ આં-સુપાત. ૨ આક્રંદ કરતાં ઓસીયાળાં થઇ લેવાઈ ગયું છે સુખ, બાપ કાકા વન ગયા તે સાંભરી આવ્યું દુઃખ. ૩ તેહ દુઃખથી રડતાં હોતો મોહન કરશે મ્હેર, બાર વરસ તો જતાં રહેશે કાલ આવશે ઘેર. ૪ દ્રવ્ય ગયું હોય માડી મારી તોપણ શોચ ન કીજે, કોઇ નથી લાવ્યું સંગાથે જન્મ્યા પ્રાણી જે જે. ૫ નથી લાવ્યા નથી લેઇ જ-વાના સત્ય માનો માય, ન હોઇ આવે જાય હોઇને ફરતી વૃક્ષની છાંય. ૬ આ સઘળું સમજો છો પોતે કેમ રડોછો માત, કોઇએ દુભ્યાં હોય કદી તો કહો મુજને વાત. ૭ ગાળ દીધી હોય પાપીએ તો જીભ ખેંચી કાઢું, હાથ ઉપાડયો હોય તમોપર તો કાંડેથી વાઢું. ૮ તેમ છતાં શા માટે રડવું રડયે દુઃખ શું જાશે, ભાગ્યશાળી સુત તમારો આગળ સુખ સૌ થાશે. ૯ સુણી સુભદ્રા ચટકી લાગી આગળ સુખ શું થાશે ! સભાગી હોય તો દુઃખ પડે નહિ અભાગ્યથી સઉ જાશે. ૧૦ જન્મ થયો જે વારે તારો પાંડવ વન પધારયા તારે પગલે અનેક પીડા દીન દુઃખના મારયા. ૧૧ અભિમન્યુ કહે મારે પગલે યજ્ઞ થયો નીજ ઘેર, વડીલ દાદા પાંડું રાજા સદગતી પામ્યા પેર. ૧૨ મારે પગલે થયું સારૂ નથી હું નિરભાગી; કહે શુભદ્રા શત્રુ હસાવ્યા તે તાપે હુ લાગી. ૧૩. લલીત છંદની ચાલ.—અરેરે હાયરે ! કર્મ શું કર્યું કઠિણ વાત શી રીત હું વદું, કરર કાળજુ કાપિયું ખરે કથન શું કર્યું ભાઇરે ! અરે ! હલધરે કરયું કુડ કાજરે ગ્રહ ભાંગીયું મુજ આજરે, સુત સભાગીયાં કર્મનાં કુટયાં ત્રેણ વાગીયાં. ૧૪ રહી નહિ કશી ઓથ તાદ્રશી બુંદથી ખસી ન હોય કાર્દશી ! કરૂં કશું અને જાઉં કયાં હવે, લગન ભાંગીયું ! સુરેખનું બલે, અરિઘરે કરયું વેવિ-શાળરે ઠામ તાથરે લક્ષમણો વરે, મુહુર્ત્ત પુરણિમા જાન દ્વાદાશી કર્મ કુટલા જા તુંરે ખસી ! ૧૫. ગીતી—જા તુ ખસી આ કાળે બોલાવ નહિ તું મુજને પ્યારારે, દુઃખી દીલ છે મારૂં હાય ! કહું શું છગન તેહ લવારારે. ૯

## કડવું ૧૩ મું.

રાગ સવઇયા—કહે કુંવર એ પેર જાણી તેમાં શાનો દ્વેશ, કન્યા કાંઇ વિહવા કેરી કરયો શાનો કલેશ. ૧ કન્યા ગઇ તો ભલે ગઈ હું જો મોટો થઇશ, એના જેવી લક્ષ લાવું તું તો ના ડરિશ. ૨ એ બાતે કલ્પાંત કરો શું ? મન માનીલ્યો સુખ કહે શુભદ્રા કન્યા ગઇ છે,

નથી તેહનું દુઃખ. ૩ શત્રુ આ આપણા હરખ પામ્યા તેથી પ્રકટ્યું ઝેર, આપણી કન્યા જશે હવે દુરયોધનને ઘેર. ૪ લગન લીધું લક્ષમણાનું દગ્ધ થયું છે ઊર, તેહ દુખે રડે કુંતા રડે વૃદ્ધ વિદુર. ૫ અભિમન્યુ કહે રડો શું તેમાં છો શત્રુ ઘર ગઈ, લઢાઇ આપણે નથી વહોરવી રહેવું આપણે અહીં. ૬ વચન સુણી સુભદ્રા ક્રોધે રાતી તાતી થાતિ, ક્રોધ વચન બોલી તે જદવા તદવા ફુટી છાતી. ૭ ઉઠયો દીકરો વેઠ દૈવનિ જન્મ્યો હોતજ છોડી, નામ બોળયું બાપનું તેં મરૂં માથું ફોડી. ૮ કુખ લજાવી મારી ભુંડા બેશ કાંચળી પહેરી, લાવ્ય ખડગ તું મુજ હાથમાં મારિ મરૂં આફેરી. ૯ ક્ષત્રી હોય તે પીઠ ન આપે જા તું કાયર કુલટા, બેશ કાંચળી પહેરી ઘરમાં નફટ કર્મના ફુટડા. ૧૦ એવું કહીને લાત મારી વ્યાપ્યો ક્રોધ કુંવરને, ભરયા શ્વાસ થકી તે બોલ્યો સુણો માત તો વળતે. ૧૧ વલણ—વળતી તો કહેશો કશું વિફરયો સુત સાક્ષાતરે, દાસ છગન બોલ્યો અભીમન્યુ હવે સુણો હો માતરે. ૧૩

## કડવું ૧૪ મું.

છંદ મનહર—અહો માત વદો વાત કથની કયો શું કાજ, મોશાળ ઉજડ કરૂં ! એવી હામ રાખું છું; સમય સપાટે લેઊં, કૃષ્ણ સમા દાબી દેઉં; હલધર વસાતરશી, મુજ મન ભાખું છું; લઢાઈ મંડાણ કરી, કરિ નાખું જેર સહુ, હરણ કરીને લાવું એમ હામ દાખું છું; કુખ તારી લજવું જો, મોશાળ ન ઉજાડું તો નગર ઝધર કરી હરણાં વસાવું છું. ૧ ચિંતા મ કરેશ માત, રાખું તાત તણી ખ્યાત, વાત શું વધારી કહું ક્ષત્રી સુત આજ તો; જોજે તું ઝપાટો મુજ બોલવાની નથી સુઝ, બકે જેમ નેમ નહી કરે સત્ય કાજ તો; ક્ષત્રી કુળ અજવાળું પિતાથી સવાયો ચઢું, જાણે હળધર હરી આવ્યો તો ભાણેજ તો; બાળ નહિ દાખે તુજ બાળ કેવાં જોરાવર; બાળ કરે તે ન હોવે ગણાવું હાવેજ તો, બાળક ન જાણો મુજ બાળક ગણાવું તુજ; તેહ કેવાં કાજ કરે તેવો જાણો મુજ તો. ૨ રાગ રામકળીની દેશી.—મને બાળડો ન જાણો મારી માવડીરે, મા બાળે કૃષ્ને જળમાં પેશી નાથ્યો કાળી નાગરે. મને, ટેક. ૧ મા બાળો વિંછી કેટલો, બાધે અંગે ઉઠે આગરે; મા બાળો નકુળ કેટલો, તાબે કરે શત ખંડરે. મને, ૨ મા બાળો અગ્નિ કેટલો, બાધું વન કરે દહનરે; મા બાળો વજ્ર કેટલો, તોડે પર્વત શૃંગરે. મને૦ ૩ મા બાળો દીપક કેટલો,

ઘાઢ તીમીર હરનારરે; મા બાળો તે નવ જાણીયે, ક્ષત્રિ સુત નીરધાર રે. અને. ૪ સાખી.—બાળકતો કહેશો નહિ, પ્રૌઢ પરાક્રમ મુજ; ચિંતા માકર મા વડી, શાન્તિવાળે તુજ. ૫ નહી લજવું મા બાપને, વરૂં સુરેખા એજ; બ્રહ્મહત્યા પાતક લઉ, નિશ્ચે જાણો તેજ. ૬ એમ કહીને ઉઠીયો, આવ્યો હેઠળ સાર; ચંદુલાલ વર ચતુર છે ! અભિમન્યુ નિરધાર. ૭ બોલે તે પાળે સહીં, પડે ન પાછો તેહ; દાસ છગન કહે સાંભળો, ઉઠયો શુરો એહ. ૮

## કડવું ૧૫ મું.

કટાવનિ ચાલ.–ઉઠયો શુરપુર સરદાર, એતો ગાંડીવધરનો બાળ; આવ્યો હેઠે–ઉતરી માળ, પેટી ત્યાં ખોલી તતકાળ; કાઢયાં કપડાં મહાંથી બહાર, કરયાં પરિધાન તે વાર; બન્યો શુરપુર સરદાર, શોભા જેના અંગતણીરે. ૧ જેની શોભાનો નહિ પાર, દીસે અહિલોચન અવતાર; વિદ્યા કૃષ્નની નિરધાર, યાદવ ઉપર રાખે ખ્હાર; છે એ કૃષ્ણઅરિ નીરધાર, સજી શોભે તે શણગાર; ભિંડયાં*છત્રીશ આયુધ સાર, બીડું ચાવ્યું શુકનેરે. ૨ પહેરી લીધો છે સુરવાળ, ટોપ કવચ બખ્તર સાર; જરી જામો મુગટ રસાળ, કટિ કમ્મરપટો નીરધાર; અંગે ઉલટ અપાર, પહેરયાં ઉપાન પગ તે વાર; પેટી બંધ કરી નિરધાર, કુંડળ કાને પ્હેરિયાંરે. ૩ એને કાને કુંડળ ઝલકે, કોટે એકાવળતો લળકે; કશી કટિ રાતે પટકે, મર્મ વાએક મારયુ ઝટકે; કુંતા કરે મન વિચાર, દીસે મુખ શુસદ્રાનાર; એણે ચઢાવ્યો કુમાર, સગાં સર્વે વેરી ડાંરે. ૪ ઊઠયો શુરપુર સરદાર, તે તો આવ્યો ઘરથી બહાર; પડયો વિદુર કેરે પાય, દાદા દયો મુને આજ્ઞાય. હું તો એ લાવુ કન્યાય, શાને ઉદાશી મન માંય; ધરો સરવે જણતો છાંય, જાવું આજે મારે દ્વારિકાંરે. ૫ મારૂં મામાને હું ઠાર, કરૂં કૌરવનો સંહાર; લાવું એ કન્યા નીરધાર; મારી યાદવને આવાર; છું હું અરજુન સુત નિરધાર ખરૂં ક્ષત્રીવટ ધરનાર; લજવું કુખ ન જનનિ સાર, કરૂં પરાક્રમ કારમાંરે. ૬ જોઇ વિદુરતો ગભરાયો ખેલ આ કોણે લડાવ્યો; કોમળ કુંવરને ચઢાવ્યો નિચ બુદ્ધિ મળીયો ડાહ્યો; સુણી કુંતા દીસે આવ્યાં જોઇ

* ખપુવા ખંજર સાંગ ફરસી ત્રિશુળ જમૈયો કટાર ગુપ્તી ગેડી ગદા તરકસ તીર અને તરવાર કુહાડો કરવત ભાલો ફરશી ચક્ર પાશ ગલોલ ગોફણ ગોળો ભાથો ભારે ધનુષ ધકોડા કઠોર કાતરીયાં ખાતરીયાં ધારી વાંશી પંજો, હળ ને મુશળ શિરસ્રાણ, પડનાળ કવચ ને કમરપટો છત્રીશ આયુધ.

કુંવર મન દુઃખાયાં; કન્યા માટે સુત ચઢાવ્યો એ કામ સુભદ્રાતણુંરે. ૭ પુછે કુંવરને તેવાર કુંતા ખીજવાયા નીરધાર; તેડી શુભદ્રા તે ઠાર દિધો ઠપકો અપરંપાર; સુરખી સમજીના કંઈ સાર તેંતો ચઢાવ્યો કુમાર; હાવે માને ના કુમાર કારજ કુડુ ત્હેં કરયુંરે. ૮ એતો આપણ સમજી રહીયે છોરા આગળ તે ના કહિયે; સઉના મનનો સારજ લઇએ દીઠે રસ્તે આપે જઇએ; જો જો માને તો તો કહિયે મનથી પ્રયત્ન તે કરી જોઇએ; બેટા! સોળ સજી જાય કહીયે નથી કાક્ષે કો અહીંરે. ૯ તને સમજાવું છું વાત નથી કહેતી કરી ખ્યાત; સત્ય સત્ય માનજે વાત જેથી જય પામે સાક્ષાત; વચ્ચે વદે શુભદ્રા માત તું જો જાય તો પાડું જાત; મારા મ્હા જોરાવર ભ્રાત! ખ્યાત તારી રહે નહિરે. ૧૦ વલણ.—ખ્યાત તારી રહે નહી માટે કહું તે માનરે; દાસ છગન સુભદ્રા વીલપે માને નહીં અભીમાનરે. ૧૧.

## કડવું ૧૬ મું.

રાગ પરજીયો ( કુંવરજી કાલારે.—એય. હુંતો નહી જાવા દઉં આજ કુંવર લાડકારે; મને મારીને કરજો કાજ બાળા બાળુડારે. ટેક. ૧ મારો પાપી પ્રાણ જતો નથી, કુંવર૦—વારે વારે કહીયે શું કથી. બાળા૦ ૨ નથી તારો બીલકુલ વાંક કું૦—મુજ જીભે વાળ્યો આડો આંક. બાળા૦ ૩ નથી પક્ષે પિતાજી પાસ. કું૦ કાકા સાથ ગયા વનવાસ; બાળા૦ જમ જેવા દીસે જાદવ; કું૦ કોઠી ધોયે નીકળે કાદવ. બાળા. ૫ બળીયાસુ ન ભીડીયે બાથ; કું૦ કરીયે તેજ કહે રાઉ સાથ. બાળા૦ ૬ મોટાં કહે તે માનિયે. કું૦ થઇ મસતી મમત ન ન તાણીયે. બાળા૦ ૭ કંથારે ( જાળે ) કર શીદ ઘાલીયે. કું૦—વાઘ બોડમાં કેમ જાઇયે. બાળા૦ ૮ કપટી કૌરવ છે ઘણા, કું૦ જાણે તો વીઘ્ન લાવે હમણાં. બાળા૦ ૯ વળી કન્યા કલંકીત એહ કું૦—જેમાં કાંઇ મળે નહી શ્રેય. બાળા. ૧૦ સાખી—કાલા વહાલા બાળકા કુંવર કનૈયા લાલ; દ્વારીકા જાવું નથી ઓરે મ્હારા બાળ. ૧૧ ત્યારે અભીમન્યુ બોલીયો, સાંભળ મારી માત; પહેલે કહ્યું કન્યા જતી કરવા, ત્યારે મારી મને લાત. ૧૨ દીકરો નહી તું દીકરી લજાવ્યો અરજુન બાપ; કુખ લજવી કહ્યું ત્યારે મેં લીધું શીર પાપ. ૧૩ દ્વારીકામાં પરવરી કરૂં સુરેખા હરણ જીતીશું તો આવશું, નહીતો થાવું મરણ. ૧૪ માટે [ ખોટુ ) રડમાં સાવડી નકર આંસુપાત; મરણાંગત મુકું નહીં ઝાલી છે જે વાત. ૧૫ વચન એવાં સાંભળી કોપ્યા કુંતા મા-

તરે; મેં ન બતાવીશ પાપણી કીધો બહુ ઉતપાતરે. ૧૬ રાગ સીંધુડો–વાગુ વીંચકી વહુજી શાને દીકરાને ડુબાવ્યો; ઘેર ગોદો ઘાલવાનો ઘયડાપો શીખી લાવ્યાં. ટેક. ૧ હરી ફરીને એક છોકરૂં એણે વેળા વળશે; હશે ગોળીનો ગોળી ઢાંકણું જોઇએ તેવાં મળશે. વણવિ૦ ૨ હઠ ચઢી છે અભીમન્યુને, કોણ રાખવા સમરથ; વહેલી વહુ તો જોઇએ તારે આસુપાણું કરવા અર્થ. વણ૦ ૩ મારી રાખે બહીકજ શાની સ્વામી મન સંચરીયા; ધણી વીના ધણીઆપુ આવયું જુલમ આશા કરીયા. વણ૦ ૪ પુઠે પક્ષ મળે નહી કોની પિયરનાં નહી પુરાં; બાપ કાકા કોઈ મળે નહિ ઢોળ ડમાકે શુરાં. વણ૦ ૫ છકી છાકે છેક છાંછવી છૈયાને છટકાવ્યો; મન બહેકયાં કોઇ નથી પુછનારૂ બાળકને બહેકાવયો. વણ૦ ૬ તુજ ગુણે પિયેર ન પોશાઇ ને આવ્યાં સાસરીયે; પાઇતણિ પહેરામણી છે નહી પરણાવી પરવરીયે. વણ૦ ૭ બંધવતો શત્રુ થઇ પડીયા શાપર હું પદ આણ્યાં; સમો આવયે આજ મહેંતો અકાવા ડાહ્યાં જાણ્યાં. વણ૦ ૮ જનેતા પણ ક્રોધે જણવ્યું લાત બાળને મારી; કેડકશીને પાઘ બાંધિ કીધી મરદાઈ ભારી. વણ૦ ૯ જાદવ કૌરવ જમડા જેવા ન દે કુંવરને મેલી; ઓથ વીના અટવાય એકલો કોણ એનું ત્યાં બેલી. વણ૦ ૧૦ શું કરૂં સંસારની શરમે તુજ પ્રત્યે નવ ચાલે; દીકરો ચાલ્યો દુશ્મન મધ્યે એ છીલડી ઘર ઘાલે. વણ૦ ૧૧ ગમે તેમ કરી રાખો વહુજી વાત વિપ્રીત કીધી; રેલ રૂધિરની આંણી આંગણે ત્યાં લગીના બીધી. વણ૦ ૧૨ ગીતી. શબ્દ સતિના સુણી પડી પેટમાં શુભદ્રાને ફાળરે; કર પકડયો કુંવર તણો થઈ ચોભીલી રડતી અપરંપારરે.

## કડવું ૧૭ મું.

રાગ મારૂ.—સુત સગુણીરે કહુ શું તુજને! જાવું હોય તોરે મારે તું મુજને; પિંડ પાડુરે કાંઢું પાપી પ્રાણને ભુલ મારીરે કહું તું જાણને. ૧ મારા જાયારે ન જવાદેઉ તુજને નક્કી જાણોરે ખોટું લાગે મુજને; તાત વનમાંરે સુણી શું લાવશે; રડયા કૌરવરે કાળ રૂપ આવશે. ૨ વીઘન કરતાં રે વાર ન કરે જરી જમ જેવારે જોરાવર જાદવ વળી; તેની સામારે યુદ્ધ હઠ પરહરો હોય પાપીરે ન તે શું રાઢ કરો. ૩ છું તું બાળકરે બાથ બલિસુ ન ભીડીયે, પક્ષ વિનારે સુમત ન આલીયે; કુંવર કાલારે કંથારે કર નવ ઘાલીએ, પુઠે કોઇ નહીરે લાંબી તોડ ન ચાલીયે. ૪ શાને જઇએ રે વાઘ વરૂ બોડમાં, નથી જોઈતીરે આવી ખોડમાં; કાળા કલેસનિ રે લાવી શું લીલું કરે, તેને

તજીયેરે જેથી દારૂણ દ્વેષ ખરે ! ૫ હોંશીલા જીવનોરે નારી લક્ષ આવશે, બાપ કાકારે ધણી વહોરી લાવશે; સહુ ક્ષત્રીએરે ન્હીવા કર્યા ભાળીયા; તારે આવશેરે એથી સરસ વેવીશાળીયા. ૬ છેરી ઊઠરે કે કન્યા જો કાળ પડયો ! સુકો સમતરે દોષ મુજ સાથે ચઢયો; જશો મમતેરે તો જાણો મુજ દેહ પડયો, કહ્યું માનોરે કુળે શુભ તું નિવડયો. ૭ ગીતી. શુભદ્રા વલવલતી જોઈ કુંવરને ઉપન્યો મન પરિતાપરે; દાસ છગન સાંસો પડયો, લાગે બ્રહ્મ હત્યા પાપરે.

## કડવું ૧૮ મું.

રાગ ચોપાઇ.—કહેછે કુંવર મારી માત, નિશ્ચે વરવીએ સાક્ષાત; જીવ જાય તો જાવા દઉં, બ્રહ્મહત્યા માથે શીદ લેઉં. ૧ બેશી રહું તો લાજે બાપ, લાજે કુખ જનનિ અધાપ; વધું વેણ કયમ મિથ્યા થાય, એ જીવ્યાથી મત્યુ સદાય. ૨ બાળ સુને નવ જાણો માત, બાળ ગણાવ્યાતા સાક્ષાત; માટે ચિંતા કરશો નહિ, મુખ વાણી જે બોલ્યા સહિ. ૩ નિશ્ચય રાખો ડગો ન મન નહિ ડગે આ અભિમંન, ચળે ધ્રુવને સુર્યજ સાર, તોય ડગે નહિં તુજ કુમાર. ૪ માટે મિથ્યા તજવો કલેશ, ઘરમાં જઈ આનંદે બેશ કરશો કલેશના કરીશ તું, એ કન્યાને પરણું હું. ૫ ગીતિ—હું વરૂં એ કન્યાને, નહિતો મુજ શીર બ્રહ્મહત્યાય રે; દાસ છગન અભિમન્યુ ઉઠયો, લાગી માને પાયરે. ૬

## કડવું ૧૯ મું.

વૈશંપાયન બોલિયા. સુણજન્મેજયરાય; બ્રહ્મ હત્યા ભાણેજ લે, હરીને ચિંતા થાય. ૧ વ્યાપક ગોવિંદ ઘટઘટે, ઈછ્યું આપે આપ; મનુષ્ય જાણે મેળવ્યું, એ હું પદનું પાપ. ૨ હુંપદ આણ્યું રાવણે, બલિ કૈરવને કીચ; જુથ છતાં રોળાઇ ગયા, જો વૃત્તિ થઇ નીચ. ૩ માટે નીચ વૃત્તિ નહિં, કરોજ કોઇ વાર; વૃત્તિ ઉચ્ચ પ્રમાણતાં, ઈચ્છયું પાસે સાર. ૪ હરિને કરવું કૃત્ય તે, ડગ્યો નહિ કુમાર; તત્પર થઇને ઉઠીયો, આંગણ આવ્યો સાર. ૫ તે જોઈ વિદુર ઊઠયા આપ, ધન્ય સુત શુભે તુજ બાપ. ૬ ક્ષત્રી ધરમે કારજ કરો, કન્યા લઈ વહેલા ઘર વળો; આશિષ દેઉં તુજને આજ, પ્રભુ રાખશે તારી લાજ. એક વચન માને આજ, પ્રયાણ મધરાત્રિએ સાજ. ૭ જેથી

કૌરવ કોય, દિન પ્રમાણે હાનિ હોય; તુજ માતાને રાખે સાથ, કરશે તે વસુદેવને વાત. ૮ સુધરે તેથી તુજ કાજ, સાંઝ સમે જાજે આજ; વચો સુણી કુંવર કહેણ, શીર ચઢાવું આપનું વેણ. ૯ પણ માતનું ત્યાં શું કામ, દેવી શીક્ષા અનૃત હામ: કહે વિદુર સાચીવાણ, મરે ગોળ નો વિખશે પ્રાણ. ૧૦ સહેજ લડાઇ હોલાઇ જાય, વધે હેતને વેર ન થાય; ત્યારે સુત વિચારી રહ્યો, વૃદ્ધ વચને નિરાય થયો. ૧૧ બેઠો કસ્યપતન જયાં ભેર, કરી પ્રયાણ કેરી પેર: રથ જોડી કરયો તૈયાર, સજી શસ્ત્ર બેઠો નિરધાર. ૧૨ બેઠી શુભદ્રા રથમાંય, શીખ દે કુંતાજી ત્યાંય; હૃદયે ચાંપી ઓવારણાં લીધાં, અભિમન્યુનાં કારજ સીધ્યાં. ૧૩ બેટા તંત ન ટંટાને ધરીયે, થાય કળથી તો બળ નવ કરીયે; નથી પક્ષ પુઠે ઓ બાળ, તારી રક્ષા કરે ગોપાળ. ૧૪ લાંબી ફાળ કદીના ભરીયે, કર્તા હર્તા હરિ ચિંતવિયે; વળતી વિદુર વધ્યા વચન, સુણ સુભદ્રા ધરી મન. ૧૫ તારા ભાઇને જઇને કહેજે, સાથ સગાંને ભેગો કરજે; કહેજે કરગરી ખોટું સનાવિ, માને નહિતો આદરજે ભાવિ. ૧૬ જોઈ કરજે વિદુર કહે કામ, કહે કુંતા ન ખોશો મામ; તમે એકલા પક્ષ ન કોઈ, બલિભુ બાથ ભરજો જોઇ. ૧૭ દીધી શુભદ્રાને શીખ, સહુને સમજાવો અધિક; વળે નહીતો કરજો વિરોધ, શાણુ પણે કરો સહુ બોધ. ૧૮ દઈ શીખ દીધી આશિષ, ભલુ ભગવત કરશે ભવિષ: દીધી આજ્ઞાને વિદાય થાય, વાજીરાશ ગ્રહીકર માંય. ૧૯ લીધી ચાબુક હાથમાં સાર, દાદા દાદીને કીધા જુહાર; ડઠા ભરવાને અશ્વો જાય, તેવી સન્મુખ આવી ગાય. ૨૦ જોઈ માન્યુ મન વિદુર, થાય ફતેહ શુકન પુર; હાંકયાં અશ્વો ત્યાં પુરપાટ, લીધી મોશાળ કેરી વાટ. ૨૧ નિકળ્યો રથ નગ્રથી બહાર, પાણી પંથા જોડયા ઘોડા ચાર; એવે શબ્દ શિયાળ સુણાય, કાંઇ વિઘ્ન શુકન વદાય. ૨૨ ગણકાર્યું નહિ સુત સાથ રથ ખેડયો દ્વારીકા વાટ; ધમ ધમ રથ કરતો જાય, ધરતી ધમ ધમ ત્યાં થાય. ૨૩ અલંકારયો પુર પાટ, પગ પડઘીને રથ ઘડડાટ; ભર જંગલમાં હય હણુ હણે, અંધારે દીશ દેશ ન ભણે. ૨૪ પોર રાત ગઇ જેવીરે શબ્દ ફાલુ કરે તતકાળ; કહે વિઘન, શબ્દ શાહુડીમાન શુકન. ૨૫ એવે આવ્યા મારગ બેય, દેખી અશ્વો અટકયા તેમ; કહે શુભદ્રા અટકયા કેમ, કહે અભિમન્યુ બે પંથ તેમ. ૨૬ ખડો અભિમન્યુ ખમચાઇ, રાખ્યા અશ્વ અછોડા સાહી; કહો માત કઈ દીશ વળાયે, ડાબે કે જમણે પંથ પળાયે. ૨૭ તમો કહો તે પંથ પળુ, ઝટ જઇ મામાને મળુ: વલણ—મળુ જઈ માતુલને, વિતિ જાયે રાતરે; દાસ છગન શ્રી હરિની લીલા, અવનવિ વિખ્યાતરે. ૨૮

# કડવું ૨૦ મું.

રાગ ચોપાઈ.--હરણ કરવાને ભાણેજ આવે, જાણ્યું કૃષ્ણ કે એ નવ ફાવે; સુજ ભક્તા સરખાનો સુત. જાય પાછો તે વાત કદ્રુપ. ૧ તેથી કારજ કાંઈક કરૂં, એકની બેઠા બીજે ધરૂં; જેથી સીધે સરવે કાજ, પાણી પહેલી બાંધુ પાજ. ૨ માન્યુ ના બળદેવે કહેણ, કરયું એમણે ધારયું વેણ; તે તો હેવું થવા નવ ક્યારે, હેવી કન્યા ભાણેજને મારે. ૩ કરી ધારયુંને યશ હું લેઉં, પાછી ફીકો હલધર દેઉં; માટે કાંઈક કરૂં તદબીર, દેઉં ભલુ સુભદ્રા શરિર. ૪ ભલું ભગિનીનું ઈચ્છયું ભગવંત, શુદ્ધ હરિ શુભદ્રા સંત; બોલી વિકળ અવસ્થા માય, મુકી ડાબોને ચાલો ત્યાંય. ૫ હય હંકારયા અભિમન, પાણી પંથા વકારયાં તન; રથ ધમ ધમ ધમ ધમ જાય, ચક્ર અવાજ ત્યાં ચિચું થાય. ૬ ઘોર ગાજે ઘુઘરમાળ, હય હણુહણે વાટે સાર; સુર સપાટે અશ્વો ચાલે, વન અરણ્યમાં રથ મ્હાલે. ૭ નથી વીલો ને ઝાડી ઘટ્ટ, રથ આવી ભરાયો સટ્ટ; દેશ દિશા એકે નવ સુઝે, કહેતાં સંકટ પાર ન બુઝે. ૮ ફાલુ ફાઉડીને નાદ સિંહ, ઘુવડ તમરાં ચિબરી બીહ; જાણે શું વૈદરભી વહલે, તેતો દિન આરેણી ખરે. ૯ "રાત કાળી ને કાળા ચોર, કાળા ઘોરી દેખે કોણ ?" મહા વનમાં સુત માત ભમે, પગે ચાલી વ્હીલો ગમે. ૧૦ ઉઝરડે અંગ વાગે પાય, ચઢે ઉંચે ખાડે પડિ જાય; જેવી અંધની સુસાફરી, તેહ દશા ગાંડીવ સુત હવી. ૧૧ માત-સુત કરે વિચાર, પંથ ભુલ્યાંને ખાધો માર; હવે થાશે કશું આપણું, હ્યો લહાવો હુ વહુ વરૂં ! ૧૨ ખાવા ચોરીમાં કંસાર, તો તો આ વહેલે આવે સાર; માટે ભોગવો સાર અસાર, સહુ દેખતાં મુકયો ભાર. ૧૩ મોડ મહેલી મહાલો જદા, તો તો આવેણા આવે કદા; દુઃખ વીના સુખ ન થાય, ખમો જે પડી માથે માય. ૧૪ લાગ્યા વેણ કડક સુતતણાં, થયાં શુભદ્રા ગળગળાં; અભિસંન કોહ માતા તમે, કરો શોક મને નવ ગમે. ૧૫ ધરો ધીરજ થાયે કાજ, જો જો વિદ્યા મારી આજ; એમ કહી ધરયુ ધનુષ, ખરા સંકટે વિચારી બુદ્ધ. ૧૬ થાય તેજ તો તીમીર ટળે, ઉજાળે હય પંથે પળે; એવું વિચારી મન આપ, કીધ ટંકાર શુર અમાપ. ૧૭ ધીરી ધીર કાઢયું અગ્ન્યાસ્ત્ર, મુકયું ઝાડીમાં સોંસરૂં શસ્ત્ર; થયો ભડકોને અજવાળુ પુર, લહ્યા પંથને સંકટ દુર. ૧૮ જયાં ત્યાં અગ્નિ વરસી રહ્યો, જાણે દવ બળતો તે કયો; થયો ભડકો બળિયું ઘાસ, રથ હાંક્યો તે ઊજાસ. ૧૯ બધું બીડ સળગતું જાય, જીવ જંતુના પ્રાણ હરાય.

ઊંદર બીલાડી શોર, જેની પાંખે ઉડયાનું ન જોર. ૨૦ પાંખ હોયતો ન્હાસી જાય, વણ પાંખ અગ્નિ હોમાય; એમ કરતાં આવ્યો બળવંત, કરવા* હિડિંબવન દહન. ૨૧ મારસું બાણ ને લાગી જાળ, થાતું દહન વન તે કાળ; રહે રાક્ષસ તે વન વિશે, તે તો અતિ માયાવી દીસે. ૨૨ તાડ ત્રણ તાડ ઊંચા દૈત્ય, રક્ષા કરતાં વન અદ્વૈત; તેનું રાજય કરે રાક્ષસણી, રાણી હેડંબા ભીમને પરણી. ૨૩ તે તો વસી વસી વન ધામ, તેનો પુત્ર ગટોર્ગછ નામ; મહા માયાવી બળવાન, તેનું વન બાળે નર સંતાન. ૨૪ વાયુ વાય ત્યાં સુર સપાટે, લાગ્યું સળગવા જોર ઝપાટે; ભડ ભડ ભડકા વન્હીના જોઈ જાગી ઉઠયા અસુર સરવ કોઇ. અરેરે કૃત્ય કોણે આ કીધું કોણ દુશ્મન જે નામ લીધું; તેતો ધાયા કરીને રીસ, મુખે પાડે પાપી ચીસ. ૨૬ વળી માંહો-માંહે કરે વાત, કોણે વન કીધું નીપાત; એક કહે કે હાકજ વાગે, નવ અવાય કોઇથી આગે. ૨૭ કોઈ પક્ષીએ નાખ્યો અંગાર, વન બળતાં બન્યા લાચાર; જઈ રાણી આગળ સહુ કહિયે, દવ બળે ત્યાં જઈ જોઇએ. ૨૮ થયો હોકાર ઉઠયા લોક, લીધાં ધારીયાં વાંશી અ-શોક; કિકિયારી ચીચીયારી થાય, દવ હોલવવા દૈત જાય. ૨૯ કોઈ તાડ બે ત્રણ ચાર ઊંચા, કોઇ કરડકણા કોઈ બુચા; કોનાં હોજાં હા-થીશાં છાજે, રિંછ મર્કટ ગર્ધવ મુખ રાજે. ૩૦ એવે આવ્યો ગાંડિવ તંન, રથ ખેડતો ધરીને મન; રથ ખરખર ખરખર જાય, અશ્વ ચપચપ ઉપાડે પાય. ૩૧ જાણ્યું દૈત્ય કે કોઇક આવે, મહા બાણાવળીકો કહાવે; દિસે એકલો રથમા શુર, એને મારી કરો ચકચુર; ધરી વિકાળ રૂપને ધાયા, તાડ ત્રણ તાડ જેની કાયા. ૩૨ વલણ—કાયા વર્ણન શું કરૂં, કહેતાં નાવે પારરે; દાસ છગન કહે બોલજો જય જય જગદાધારરે. ૩૩

## કડવું ૨૧ મું.

ત્રાડતા ત્રણ તાસ અસુર, માર મારો ભાખતા; તે આવતા મહા જોરમાં, અભીમન સુભદ્ર ઝાંખતાં. ૧ થાતા વીચારો અવનવા-મન,

* હિડિંબવન-હેડંબા રાક્ષસીનું વન-તે આપણો ચરોતર પ્રાંત-કે જે શેઢી નદીનામાળથી શરૂ થાય છે અને પાલીતાણાના ડુંગર સુધી પહોંચે છે. એ સમયે આબુ અને ઈડરના ડુંગરોને રસ્તે થઈ વેરાટનગર ( ધોળકા ) ઉપર થઈ પ્રભાસને રસ્તે દ્વારિકા જવાતું હતું. હિડંબવનમાં ચરોતર-ખંભાત-ભાવ-નગર-ઘોઘા અને પાલીતાણા સુધીનો પ્રદેશ આવી જાય છે. કાઠીયાવાડના લોકો હેડંબાનો હિંચકો બનાવે છે

જાન બદલે કોણ છે; મેં મુરખીએ શાને ચઢાવ્યો, મુજ સુતને અ- જાણ છે. ૨ જંગી જોરાવર કારમા એ, દૈતને ન મળે દયા; છે ફુદા જેવો કુંવર મારો, રોળી નાખે સ્હેજ આ. ૩ હાય ! હાવે શું કરૂં હું, જાઉં કયાં આણે સમે; મન ગર્ક થઇ વિચારમાં, મુરછીત અવસ્થા પડી રથ ! ૪ અરર માતરે હાય શું થયું, અસુર આવિયા કાળજુ દહ્યું; હોસ તાહરી પુરણ ના થઈ, ધરણ તું ઢળી હેબકી ખઇ ૫ લગન ધારીયું માહરૂં તમે, પુરણ હોંસતો હુતી તે સમે; તમ તણી જતે પુર્ણના થઇ, ધરણ તું ઢળી હેબકી ખાઇ. ૬ મન ન વારિયું માતરે તમે, પુર્ણ હોંસથી રોયાંરે તમે; હઠ લીધી અતિ સંગ આવવા, પુર્ણ પ્રેમ તો સુરેખ લાવવા. ૭ તેહ હોંસ હા પુર્ણના થઇ, ધરણ તું ઢળી હેબકી ખાઇ; જનમી જગતમાં ફરજ જેશીરે, માત તાતને પુરણ શાંતિરે. ૮ ફરજ તેહ જે માહરી હતી, પુરણ ના થઈ તું રહી જતી; વચન માતનું શીર ના ધરે, ભાર મારી મા જન્મીયો ખરે. ૯ વચન હું થકી તુજ ના પળ્યું ભાગ તેહથી પાપનો મળ્યો; તેહ પાપતો શે છુટું અરે ! દાંત જીભ લૈ મોત લઉં ખરે ! ૧૦ રતન માતરે ગુણ શા ગણું, દુઃખ અતી રહ્યાં તેહ શું ભણું; દુઃખ માહરે દુઃખી તું થઇ, પીધ ઓષધો કડવાં સહી. ૧૧ જરા રડું તો ખમા કહિ, લેતિ સુ- જને છાતીસુ લઈ; પ્રેમ તાહરો જકત ના મળે, માત પ્રેમ તે પ્રેમ તો ફળે. ૧૨ તાત માહરો વનમાં વસ્યો, તેહ દુઃખનો મર્મ ના કસ્યો; મુજ મુખ તું જોઇને રળે, મુજ પ્રેમમાં દુઃખ ના કળે. ૧૩ ઉછંગ લેઇને પાળતી અરે ! નજર મીઠ્ઠથી ભાવતી ખરે; અવર માતકો તું વિના નથી, હૃદય ચાંપતી તું હશી જતી. ૧૪ હાય જાઉં કયાં શું હવે કરૂં, મૃદુલ માતને કયાં જઇ ધરૂં; હાલ એ થઇ મુર્છાનાં ગતે, શુદ્ધિ આવશે, બ્હી મરી જશે વલણ—જયારે શુદ્ધિ આવશે, બ્હી મરશે મમ માતરે; દાસ છગન અભિમન્યું કરતો, ત્યાંતો આંસુ પાતરે.

## કડવું ૨૨ મું.

વૈશમપાયન બોલીયા તું, સુણ જનમેજય રાય; વીસ્તારિ તુજને સંભળાવું, હરણ સુરેખા હ્યાંય; મન વીચારયું અભિમન્યુએ, રડતાં રોળાઈ જાશું; તેહ જોઇને અભિમન્યુને ધીરજ રહિ નહિ મનમાં. ૧ અરે હાય શું આવિ પડયું દુઃખ, તાપે તપીયો તનમાં; જાઉં કયાંને શું કરૂં હું, આશરો કોનો લઊં; આરે આવે દોડતાં, કયાં જાઉં નેજ કરૂંજ શું; હાવે નથી વીલંબ કોઈ, મોત મુજ આવિ અડે. ૨ માત

મારી થતાં ચેતન, રોઇ રોઇને મરે; મન વિચાર્યું અભિમન્યુએ રડતાંજ રોળાઈ જાશું; માટે કોઇ ઉપાય કરવો, લુછી નાંખ્યાં આંસુ; અસુર અતિ ઉત્પાત કરશે, મરશે મારી માડી. ૩ પ્રાણ છે બ્રહ્માંડ એનો એકાંત દેઉં સુવાડી; બે ઘટિકાએ પ્રાણ આવે, સુવાડી દઉં રથમાં; પાપી કેરા પ્રાહાર પડતાં, પ્રાણ જાયે પળમાં; એમ ધારી ઉતરી હેઠો, કટી કશીને બાંધે. ૪ શુધ બુદ્ધ વિનાનિ જનુનીને, પોતે લીધી ખાંધે; ધરૂં જોઈ ધામ નિશ્ચળ જોઉ દુશમન શું કરે; વાડ વાંસે માત મુકી, ધીર બ્હાદુર તો ધરે; એકાંત જોઇ જંગલ ઝાડી, ભોમિ માત સુવાડી. ૫ વૃક્ષ ગુફામાં સ્વચ્છ કરીને, સુવાડી વસ્ત્ર ઓરાડી; વાડ ઓઠે સુવાડીને, રથ આવ્યો અભિમન; રાશ પરોણો હાથ ગ્રહીને, રથ બેઠો ધીમંત; એવે અસુર આવી પહોંચ્યાં, દુષ્ટો દેતાં દોટ. ૬ રથ કુંવરનો ઘેરી લેઇને, ઉભા વળી તે કોટ; લોચન રાતાં ક્રોધે તાતાં, અસુર બોલ્યા વાણી; કોણ તું છે કયાંથી આવ્યો, મનુષ્ય બાળક પ્રાણી; કઇ નાતને જાત તારી, કયું ઘરને ગામ. ૭ કોણછે મા બાપ તારાં શું છે તારૂં નામ; અહીં આવી નુકશાન કીધુ, બાગ્યો અમારો બાગ; મોત તારૂં આવી પહોંચ્યું નથી છુટવા લાગ. ૮ વલણ—લાગ છુટવા છે નહિ, માટે સાચુ બોલરે; દાસ છગન અભિમન્યુ વદતો, કરી મનમાં તોલરે. ૯



## કડવું ૨૩ મું.



રાગ ક્ષત્રીકલંક—અરે દુષ્ટછો કોણ ગમાર, અહીંથી દુર ખસોરે ! શાને આવ્યાછો આણેઠાર, શો વિચાર મન વશ્યોરે. ટેક. કોણ રાજને કોનોછે દેશ. અહી૦ શાને મોત માગો અસુરેશ. શો વિ૦ ૧ ત્યાં તો તાડુકી બોલ્યા દૈત્ય, તું કોનો છોરોરે; રાખે આટલું તું અભિમાન, વિચારી પાછો વળેરે; અભીમાન હું ! રાખુ ન કેમ, અહીંથી૦ લડવું હોય તો સ્હામા થાવ શો વિ૦ ૨ આખી પૃથ્વીનો રાજા હુંય, અહીંથી૦ દાનવ માનવ નૃપ કહેવઉં, સુરખ મન શું હસરે; સુણી વાણીને વિફરયા દૈત્ય, અહીં૦ ઝટ બોઇને જાશો માન. માન સુરખ૦



## કડવું ૨૪ મું.



રાગ કાલિંગડાની ચાલ.—અલ્યા સુરખ કે' તોલા જે, જાણી બાળક રહીએ માઝે; મોઢે આવ્યું તેવું ભાજે, હમણાં કરશું તુજને

આજે,–લાજ રહે નહિરે (૨) ટેક. ૧ નથી કૈંતા બાળક ધારી, અમે માનજના છું અહારી; માટે મહેલ સુમત તું તહારી, લક્ષ કરશું તુજને મારી–વિમાસે ત્યારે તું સહિરે. ૨ અરે ! પાપી તો પસ્તાશો, વણુ વાંકેથી રીબાશો; ચિથરે હાલ થઈને જાશો, મારા કરને મારજ ખાશો થાશે મરૂત્યુ સઉનું અહિરે. ૩ એવી ટપાટપી અતિ થાય, જોઈ કોપ્યા સરવે ત્યાંય; મારો મારો કરતા ધાય, બહુ બિહાણા ભલહેવાય; વિ-કળ છે અભિમન્યુ તહિંરે. ૪ વલણ.–વિકળ થયો અભિમન્યુને, ધનુષ બાણુ છે હાથરે; અનેકાસ્ત્ર મંત્રે શર છોડયાં દાસ છગન કહે ક્ષાતરે. ૫

## કડવું ૨૫ મું.

છંદ મનહર.—તડાતડ તીર છુટયાં, ભલા ભડ શિર કુટયાં; લો-હી વલોહણ થયા, અસુરો અપાર ત્યાં; માંકણનું લોહી અડે તેમાંથી માંકણ થાય, તેમ વધ્યા લોહી બુંદ અનંત અસુર જ્યાં ત્યાંતો અ-ભીમન્યુ ભડ, ગભરાઈ પાછું જુએ, મારો મારો મારો ભાખે, અસુર અપાર હ્યાં વરૂક્ષ વાંસ ઉપાડીને ફેંકી અભીમન્યુપર, આકળો બ્હાવરો કીધો, અભીમન્યુ ધીર ત્યાં. ૨ ધીરવીર બહાદુર ધીર ધરી ધાર્યું ધ્યાન, મને કહ્યું કૃષ્ણ રાજે, જનમ સમયએ અસુર અપાર લીલા, શીવજીની સાહ્ય થકી, આણુ શીવતણી આપે, ઉપાધી સમાય છે. એહ વાત અગમ જે ગરભ મહીં શીખ્યો હતો, અજમાવું આજ તેને જોઉ શું જ છે, એમ ધારી શર લઈ; આણ શિવ તણી દઈ, મુકયું રણ મધ્ય મહિં; માયા શમી જાય છે. ૨ હતા તેહ રહ્યા થયા ગયા જોઈ અભિમન્યુ, હર્ષ પ્રફુલ્લિત થઈ; કાળ પાશ ધારે છે જાય છે, કુંદડી ફરીને મુકયું શિવ મંત્રથી ચુકયુ, અસુર સંહાર થયો, નાઠો વહેલો એક તે ગયો તે હિડિંબા પાસ, દોડતાં ચઢયો છે શ્વાસ, ગાભરો બનેલો ખાસ, ગભરાં તલ્યાં બોલેછે મમમા મહને રાખો, વન બાધું બાળ્યું ભાખો, પાંચ પચ્યા સોને મારી, બાળ જન આવ્યો છે. ૩ અમે લઢયા તેન ફાવ્યા, ભાઈ મીત્ર મુત્યુ કહાવ્યા, એકલા મેં બચી આવ્યા, વાત કહેવા કાજતો સુણી ઘણી ગભરાણી, રાણી થઈ વિક-રાળી, કાળી કાળકાનુ રૂપ, ધરી બોલી આજ તો મારૂં મરૂં અહેવો ! કોણ, માનવનો સુત એહ, ગટોડા*નું ઉઠઝટ બાગ દેખ્ય બાળતો; ત્રીજા માળથી ગટોડો ! ઉઠયો ( ભટ )આંખ ચોળતો, ( ઉંચુ ) બાગ સમીપ ન્યાળતો. ૪ બાળતો આવતો રથ આગળ જીહાં, બાણુ અસ્ત્ર-

* ગટોડા–લાડનું માતાનું નામ. ગટોટગચ્છ–જેને ભલીયા કાકા કહે છે.

અનું મારતો, ભાળતો આવતો ક્રોધથી ભુર થતો, શુર સારદા*હરિફાળ ભરતો; કોકમનું જાત છે શુર સોહામણો, મારણો જારણો ટાળણો એહતો; આણુ માની નહિં હાણુ કીધી સહી, લ્હાણુ તેનું હવે એ સહે તો. ૫ ફાળ મારી જદા આવિયો ભુતડાં કોપિયો માતનો ક્રોધ જોઇ; અનુચરે જે કહ્યું જેહ નજરે લહ્યું સાતમે માળથી સર્વ સોઈ; યુદ્ધ ચઢવા થયો સજજ સુત મહાબળી, માત હિડિંબકે' શુર કોઇ ? ? તેથી સાચે થઊ સાહ્ય તુજને દઊં, પ્રાક્રમા લહુ છેતરી મારૂં ઓઈ; ત્યાં ગટોર્ગચ્છ કહે જોઈ પ્રાક્રમ લહે, માત તું તો રહે ભાર એનો કશો આપ જાણો; ઠેર મારૂં અરિ નાજ સંશય જરિ. ખ્યાત મારી ખરિ ધ્યાનમાં માત આણો, જો જરી વારમાં થાય શું પ્યારમાં, અગ્નિના ખા'રમાં અરી ચર્ણઆણો; તે પછી શું કરે ગટોરગચ્છ ખરે ! મન છગન કરે તેહ શ્રોતા પ્રમાણે. વલણ.—માયા કરી માયાવી, ધુણાવ્યું છે શીપરે ! જુજુ સમ જીવડા, તે વાધ્યા ઉન મિપરે.

## કડવું ૨૬ મું.

છંદ દેશાખ હરિગીત.—તાડને ત્રણ તાડના અસુરેશ વાધ્યા મહાબળિ, છે જેની માયા અવનવિ તે શું કરે નહી વળી વળી; જોઇ તેને મોદ પામી, કહે હિડિંબા સુતને, ઝટ જઇ હરાવિ હોલવી તું આવજે હો મહાબળી. સુન શુરા માહારા, હું તાહારી પક્ષે છઊં; જબરો હશે શત્રુ કદી તો માર તેને હું દઊં. ગોષ્ટિ કરી ત્યાંતો ઘણેરી માત પુત્ર તે સમે; આજ્ઞા લઇ કુદયો ગટોરગચ્છ, માત કેરે મન ગમે. આવિયો ઉદ્યાનમાં જયાં અભિમન્યું બાળતો; ચોચક્ષ મળતાં વાત વદતા, કોણરે તું આવતો ?! મોત તારૂં આવિયું કે બાગ મુજ ઉજડ કરયો; મુકું નહિં હું તુજને, છે ક્રોધ મારે મન ભરયો; કોણ આવ્યો કયાં થકી તું, પુત્ર કોનો કયાં રહે; મગરૂબિ રાખે મનમાં તે, નફટ તું મુજને કહે ? નફટ તું ને બાપ તારો બોલતો છાનો રહે, કોના હુકમથી અહીં ભરાયો, ચઢયું હમારૂં દાણ છે. રાજ મારૂં ભોમ મારી ચાહય તેમ હું તો કરૂં, છે રોકનારો કોણ તું હે મુરખા હવણાં હણું; સુણી એવાં વેણ કોપ્યો, ભીમ સુતજ મહાબળી; આજ્ઞા કરી અસુરોને ટુટી પડિયો તે ઘડી. કોપ્યા અસુરો કારમાં કરતાજ મારો માર તે; ઉંચે ચઢી ગાજયો ગટોરગચ્છ, ખળ ભળયું બ્રહ્માંડ તે. નાદ સુણી

*હરિફાળ—સિંહની ફાળ. જુઓ કોષ. હરિ શબ્દના ૧૨ અર્થ થાય છે.

અભિમન્યુ, જ્ઞાન આવ્યું મહાબળી નિશ્ચે હણે ઘણાં મને એ વાત હૃદયે આવરી; મેલ્યું વિચત તે શબ્દ વેધી; આવિયું સુસવાટ એ. લીધો ગટોરગચ્છ વેગમાં તે બાણતો ત્યાંથી સરયું; ખટ ગાઉ ઉપર તે જઇ, સુદ્ધાં પડયું ચોકયો સુત ત્યાંતો, રે ! અરે ! આતો અરે ! મહા બુદ્ધિશાળી વિર કો છે, એમ તો એ નામરે. નાંખ્યો મને ખટ-ગાઉ, આતો મુજ જંગલના અરે ! હું જાઉં દોડી ઝટના મુજ માત જોઇને મરે; જેવો પડયો હવો ધસ્યો તે વાયુ વેગે આવિયો; કુદી પડયો નર-સુતપર રથ ભાંગી ભોમ ધરાવિયો; જાણ્યું અભિમન્યુ નકી આ, મોત મારૂં આવિયું; તુટયા અસુરો ચોદિસે ત્યાં માર મારો ભા-ખિયું; શીવનો મંત્ર ભણી એક ત્યાં તો બાણ મેલ્યું રણ વીષે, માયા સહુ ઝટ દુર થાતી, એકજ ગટોરગચ્છ દીસે તેના પરે બહુ બાણ મારયાં; આકળો તેને કરયો; માયા કરી જબરી અતિ સનમુખ આ-વીને ખડો; જો જે અલ્યા તું માનવી મુજ હાથેતો આણે સમે; હું ઠેર મારૂં તુજને ના શક તું મનમાં ધરે.

## કડવું ૨૭ મું.

રાગ ધુમાર—વૈશંપાયન એણીપેર બોલ્યા સુણ જનમેજયરાય; વિસ્તારી તુજને સંભળાવું સુરેખા હરણ મહીમાયજી. આજ્ઞા આપી અસુરોને કે તે તો ખોંખારયાંજી, ગાજી ઘણાને વઢવા લાગ્યા, ગટોર-ગચ્છે વકારયાંજી. ઉંચો ઉછળે કળ કળેને કરતા મારો મારજી, ખોબે પોટલે ધુળ ભરીને ઉછાળે તે વારજી. નજર નીચી આંખો મીચી વાંકાવળી વાળે હાટજી, અભીમન્યુ ઉપર ઉછાળે અંધકાર દોહો વા-ટજી; ભરે થોકડા કરે હોકારા, જાણ્યે ઝાઝું જોરજી; ઉંચા પડતા, કરતા શોર બકોરજી. ડોળા ફાડે દાંત દેખાડે ગુદ દેખાડે ત્યાંહેજી; સુપડા જેવા કાન હલાવે ખાઉ ખાઉં બોલે મોઢેજી, હેડંબાનો સુત સુત ગટોરગછ અંતરિક્ષ રહીને જોતોજી: ક્રોધ ભરેલો વાંકી નજરે લાગ કળુના ખોતોજી, અભીમન્યુ મુઝાયો ઝાઝો અકળાયો અપારજી; આંખ ન સુઝે થરથર ધ્રુજે લહે નહિ કાંઇ સારજી, શ્વાસ અને પ્ર-શ્વાસન નીકળે ગીર્દ ઘણેરી ઉડેજી, ઝાડ વાંસને શુવર કાંટા લેઇ રા-ક્ષસો ઝુડેજી. મૃતીકાતો મુખ ભરાઇ કાન આંખને નાકજી; હાથ ધનુષને દુર મુકી પટકુળ ઓઢયું સારજી, જોયું નજરે ગટોરગચ્છે પુરણ ઊંચો ચઢીયોજી. સમળી વેગે ઝડપ કરીને આવી રથમાં પડી-યોજી, કુંવર ઊપર ક્રોધ કરીને, દીધો મુષ્ઠી મારજી; નાક ઝાલી બોલ

મારી છીનવી લીધાં હથીઆરજી; ફાળ પડી અભીમન્યુના મનમાં પટકૂળતો ઊચાડયુંજી. ધનુષ જુએ તો મળે નહિં ત્યાં વિકળ મન ઉજાડયુંજી; થઈ ગાભરો બની આકળો મરણ આદરી મનથીજી. દ્વંદ્ધ યુદ્ધ કરવાને કુદયો રિસ કરી બહુ તનથીજી, હસ્ત થકી બે લઢવા લાગ્યા મુઠ્ઠી ગડદા કોણીજી; બે બળીયા ત્યાં ગાજ્યા વાગ્યા બળથી સાથે બોણીજી, મુસ્તાક મુકી કુસ્તાઈ ઝુકી, ઉલટ પુલટ થાયજી. મેંઢાં પેરે માથાં મારે, લાત પાટ કહેવાયજી લથબથ કરતા રથથી લથડતાં પડતા ભોંય પ્રચંડજી; લાગ જોઈને દાવ સાધનો ગટોરગચ્છ ઘુસંડજી, સઘળા રાક્ષસ કુષ્માંડિતે અતિ કરતા કુભાંડજી, ગટોરગચ્છની પક્ષ કરીને મારે કુંવરને ધાડજી; રથ ભાંગી નાખ્યો કુંવરનો મારયાં ઘોડા ચારજી. બે બળીયા તો લથબથબાઝી, અન્યો અન્યે દેતા મારજી; બંધ તુટે છાતી કેરા, ચઢી આવે બહુ હીકજી; ધોલ થાપટ ગડદા પાટુ, ઠેસ કોણીને ઠીકજી. કેશ ઝાલે એક એકનાને, પેટ મારે શીષજી; પડતા હેઠા થાય બેઠા, નાખે હીસે ચીસજી; એવે માયાવી દાવ સાધીને, બેશી ગયો ધરણજી; અહીં યોધ કરીને અભીમન્યુનો ચરણજી, ઉચકી ઉભો થયો મુઓ હીલોળી નાંખ્યો હેઠોજી; ફરી ઉઠીને કુદયો તેપર, જોજે હાવે તું તોજી. મનહર.—એવું કહી તુટી પડયો, ગુમીજ ગેઠી કર ગ્રહી; તે એક દીધિ પાગમાં કે, અભીમન્યુ પડયો સહી; તે પરે બેઠો ચઢી ઝટને, કંઠે ત્યાંતો દાબીયો; ચક્ષુ ચઢયાં ઉંચાં અને, મુખ શબ્દ કોના ભાખીયો; ફીણ ફીસોટા મુખ વહ્યા, કારમુ થયું કુભાડે, ૧ શ્વાસ બંધ થઈ શુદ્ધ ગઇને, જીવ ચઢયો બ્રહ્માંડ; અંતર્યામી વિશ્વ સ્વામી, જાણી હરી એ વાત; ભાણેજો ભોમી પડયો, ને થશે દેહનો ઘાત; એ મરશે તો ધારયું ફરશે, કરશે હરણ ન કોય. ૨ મારૂં બોલ્યું રહે મુખમાં, તે ધારયું હલધર હોય; એવું જાણી પુરૂષ પુરાણી, ચતુર તે કેમ ચુકે; ગટોરગછના ઘટની અંદર, દયા ગોવિંદ મુકે; તવ ભાન આવ્યું ગટોરગછને, આતો હવે મરી ગયો. ૩ મરેલાને શીદ મારૂં એમ કહી ઉઠી ગયો; જાણ્યું ગટોરગછ આહી મુઓ, ઉઠી લેઇ લેવવા ગયો; સુરછા વળી ત્યાં શુભદ્રાને, શોક હૃદયે આવ્યો; હેડંબા કરેરે વિચાર, વહતાં ઘણી વાર થઇરે. ૪ કદી દુશમન હોય બળવાન, સુત આવ્યો નહીરે; રખે કુંવરને કંઇ થાઇ, જીવતર મારૂં રડ વહેરે; મારે જોઉં જઇ પ્રત્યક્ષ, મુજ સુત કેયો લડેરે; એવું લહીને નીકળી નાર, મનમાં આદરીરે. ૫ આવિ નીજ મહેલની બહાર, થાતી સાંતરીરે; ધારે માયાવી જે રૂપ, તેને શી કમીરે; એણે ધારયું માયાવી રૂપ, અલોકીક ના કમીરે; ગાબુ તાડના લાંબા ચરણ, હાથ બે તા-

ડનારે. ૬ માથુ ડુંગર જેવડું સાર, વાળ વાંસ જાળશારે; નાસા નવ ગજની દેખાય, ટીસી તો ઘડનાળાંરે; મોટા સરોવર શાં લોચન, ભમર વાંસ જાળારે; એવું બીહામણુ ધરી રૂપ, વિચરી ત્યાંથીરે. ૭ દોડી પુત્રની કરવા પક્ષ, સેન જોતી જોતીરે; એને રહે નહી કાંઇ અદ્રસ્ય, શીર ગગન ગયુંરે; એવે આવતા દિઠા દૈત્ય, નિશ્ચય મન થયુંરે; એવે આવ્યો ગટોરગચ્છ ત્યાંય. માતાને મળેરે. ૮ વાંકો વળી કરે છે પ્રણામ, કૌતક કો કળેરે; માજી શીદ જાવ આ રૂપ ! ધારી કારમુંરે; જય કરીને આવ્યો આજ, કાજ સધારીયુંરે; તવ બોલી હેડંબા નાર, કુંવર કાલારે. ૯ તને આવતાં લાગી વાર, સંશય ઠાલારે; તેથી મનડુ મારૂં મુઝાય, કુંવર૦ આવી જોવાને આ વાર. સંશય૦ મને પડી પેટમાં ફાળ, કું૦—હોય દુશમન જબરો હાલ. સંશય૦ હું આવતીતિ તુજ પક્ષ કું૦-કરવા શત્રુનું ભક્ષ. સંશય૦ ભલે સામો મળ્યો તું આજ કું૦–હતો કેવો દુશમન સાજ. સંશય૦–તવ કહે ગટોરગછ વાણ માડી મારીરે, મુજ જેવો તે દુશમન, વાત વિચારીરે. વળી ઘણો હતો બળવાન, માડી૦–કોઈ મોટાનો સંતાન. વાતવિ૦–એતો બાણુવળી દીસંત. માડી૦–છેતરિને આણ્યો અંત. વાડી૦–કહે હેડંબા તે વાર, કુંવર કાલારે–કોણ સાથ હતું તે ઠાર. સંશય૦–વદે ગટોરગછ હો માત, માડી૦ નહોતુ નરનારી કો સાથ. વાત૦ આવ્યો એકલો રથ બેસી. માડી૦ ભુલ્યો મારગ ગયો વનપેસી. વાત૦ કીધું કારજ આણી કાળ. માડી૦–શબ રહેવા દીધું તે ઠાર. વાત૦ વાણી બોલી હેડંબા માત. કુંવર કાલારે૦ મને દેખાડ દુશમન નિપાત. સં૦ મને તે જોયાનો પ્રેમ. કુંવર૦ મન ધારયું છે એ તેમ. શંશય૦ નેમ ધારયો મેં અરે, દુશમન જોવા આજરે; માટે તે જ્યાં પડયો હોયે, તે દેખાડે સાજરે.

## કડવું ૨૮ મું.

વૈશંપાયન વાણી વદે, જનમેજય તું ધરજે હૃદયે; દાદો પડીયો તારો જયાંય, દેખાડવાને વળીયા ત્યાંય. ૧ બાગ ભણી આવ્યાં સૌ સાર, આગળ ગટોરગછ નિરધાર; માતા સંગે મળીને જાય, હુંશીઆરીનાં વેણ કથાય. ૨ એવે તે સ્થાને શું થાય, મુરછા વળી શુભદ્રાય; આવી શુદ્ધને આવ્યું ભાન, પાસે નવ દીઠો સંતાન. ૩ નથી રથ કે ઘોડો એક, નવ દીસે કુંવર ત્યાં નેક; પોકારતી કુંવરને સાર, આંસુડાં ભરતી તે વાર. ૪ કુંવર કુંવર તું કયાં ગયો, મુજ થકી

અછતો ક્યાં રહયો; અરેરે શું થયું ઓ બાળ, લાગી શોધવા વન વિક્રાળ. ૫ અંધારે કંઇ સુજ ન પડે, ઝાડ ઝાંખર સાથે આથડે; ફાંફાં મારતી ત્યાંતો ફરે, ત્રાહ ત્રાહ તે મુખ ઉચ્ચરે. ૬ એવે રથ દીઠો ને ઠાર, ભાગેલા કડકા નીરધાર; ચક્ર સાંગી ઉધ તણાઇ, જુદાં દીઠાં તેહ જગાઈ. ૭ ઘોડાનાં શબ દીઠાં સાર, સુવા પડયા છે તે નીરધાર; ત્યાંથી ફરતી આઘી જાય, પડયો પુત્ર તે ત્યાં દરસાય. ૮ જોયું સબ સુતનું જે વાર, બેઠી ગળગળી શું નીરધાર; અરે દૈવ આશું થયું, નિરધનીયાનું ધન સઉ ગયું ૯ ફુટયું કરમ મારૂં આજ, ખોયું છોકરૂં મેં રંડાજ; વાંકો દૈવ થયો મુજ ખરે, દુઃખતણો આંકો નહિ અરે ! ૧૦ પુત્ર પુત્ર પોકારજ કરી, મરૂત સુત ઉછંગે ધરી; બોલો કહી બોલાવે માત, મુખ ઝાલી હલાવે સાક્ષાત. ૧૧ આંખે આંસુ વહે ચોધાર, કુટે શીશને છાતી અપાર; નવે ગ્રહતો વાંકા થયા, કામ કઠોરાં નિવડયાં. ૧૨ ઘરબારને તર્યું રાજ ગયો ટેક તોરો ને લાજ; રડતાં હોશ કોશ ઉડી ગયા, થાતાં મુરછા બેહોશ થયાં. ૧૩ મુરછા વળી ત્યાં સુભદ્રાની, રણ સમાચાર સઉ લહયોરે. ઇતિ. વલણ. મુરછા વળી ત્યાં સુભદ્રાની, રણ સમાચાર સૌ લહયોરે; દાસ છગન કહે સુત મૃત્યુ, જાણી વિલાપ આવરયોરે.

---

## કડવું ૨૯ મું.

રાજ વેરાડી—શુભદ્રા કરેરે વિલાપ, દુશમનનું મન દ્રવેરે; મારા લાડકવાયા સુત, અહિ મુજકો વલ્હેરે. મને મુકી ગયો તું કયાંય, શુભદ્રા વીલપેરે, રથ શોધે જંગલની માંય; હરિ શું ચિંતવેરે. એમ કરતાં જડયો રથ ત્યાંય, શુભદ્રા વિલપેરે ભાગ્યો તુટયો પડયો છે જ્યાંય, હરિશું ચિંતવેરે. પાસે પડયો દીઠો નિજ સુત, શુભદ્રા વિલપેરે મરૂત જોતાં થઈ બેશુદ્ધ. હરિ શું ચિંતવેરે. રહી પર ઘેરને પેટ ભરતાં, શુભદ્રા વિલપેરે. તોય ફળ મળ્યાં છે નરતાં, હરિ શું ચીંતવેરે. સ્વામી મુકી ગયા છે વન. શુભ૦ લાવી રણમાં મુકી તન. હરી શું૦ કરે આક્રંદ ચુટે કેશ, શુભ૦ ઝીણા કોમળ સ્વરથી એશ. હરી૦ તે સ્વર સુણ્યો હેડંબાય શુભદ્રા૦ કાન માંડી સાંભળે ત્યાંય. હરિ૦ થયા હેડંબાને વિચાર. શુભ૦ કહેતા સ્વામી નથી કો સાથ હરી૦ તો આ કોણ કરેછે પોકાર. શુભ૦ રડે અબળા જાતિ અપાર. હરી૦ છાતી ફાટ રડેછે એહ શુભ૦ મરનાર સગો કો તેહ હરી૦ હશે બેની નારી કે માત. શુભ૦ તેહ જાણ્યામાં આવશે ખ્યાત. હરી૦ કદી જાઉં હું

એની પાસ. સુભ૦ કદી બોલે ન પામી ત્રાસ. હરી૦ મારે છાની રહીને જોઉં. સુભ૦ એનું સગપણ જાણી લેઉં હરી૦ દીધું ધ્યાન ને માંડયાં કાન. સુભ૦ દયા ઉભરાઇ હ્રદયે મહાન. હરી૦ કરે આક્રંદ અંગ અપાર. સુભ૦ બોલો લાડકવાયા આવાર. હરી૦ મારા કાલા વહાલુડા બાળ. સુભ૦ બોલો અભિમાન વેણુ રસાળ. હરી૦ જરા જુઓ ઉઘાડી આંખ. સુભ૦ મને રઝળાવી વન ઝાંખ. હરી૦ કયા શત્રુએ કીધો આ કેહેર સુભ૦ કયાજ જનમનું વાળ્યું વેર. હરી૦ વલણ.—વેર વાળ્યું કો અરી, એમ અતિ આક્રંદ કરેરે; દાસ છગન બે હાથ ગ્રહીને, સુતને હલાવ્યા કરેરે.

## કડવું ૩૦ મું.

રાગ વેરાડી વીલાપનો.—મારા લાડકવાય તંન, અભીમાન બોલો બાળા. મને રઝળાવી વનવન. અભીમાન. જરા જુઓ ઉઘાડી આંખ. અભી. મારી તુટી સરવે પાંખ. અભી. કયા શત્રુએ કીધો કેહેર. અભી. હોય બાપનો લે આ વેર અભી૦ નથી વડીઆઇ કુંતા ડોશી. અભિ. નથી સાહ્યમાં સ્હેદેવ જોશી અભી. મને નડયું મારૂં કરમ. અભી. નથી સાહ્યમાં રાજા ધરમ. અભી. આતો દુઃખની ના રહી સીમ. અભી. નથી અવેલા કાકો ભીમ. અભી. સુણી ચોંકી હેડંબા નાર. અભી. નથી તાત અરજુન આવાર. અભી. મેં તો પેટ ચોળી કરયુ સુળ. અભી. નથી સાહ્યમાં છેલ નિકુળ. અભી. સુણી નામને આવ્યું હેત. અભી. છતી થાતી હેડંબા ચેત. અભી. રૂપ વીક્રાળ કીધું શાંત. અભી. રૂપ શાંતને નવલી કાંત. અભી. જાણે નવલ મુગ્ધા હોય. અભી. એવું રૂપ હેડંબા જોય. અભી. વલણ—રૂપ નવલું ધરી પોતે, હેડંબા ત્યાં જાગ્રરે; દાસ છગન કેહે ચંદુભાઇ, હવે તીહાં શું થાયરે.

## કડવું ૩૧ મું.

રાગ ચોપાઈ—એવે હેડંબા આવી ત્યાંય, સુત સાથ શું કરેરે; અરિ બળવંત બહુ દેખાય, હરીને શું ગમેરે. એવે આવ્યા તે તત્કાળ. સુત૦-,, આવ્યા દીશ બાંધી તે ઠાર. હરી૦,, ત્યાંતો શબ્દ સુણ્યો કોઇ શામ, આક્રંદ અતી કરેરે, પુત્ર પુત્ર કરીને રોય, હરી શું૦,, સ્તબ્ધ થઇ સુણ્યો તે વિલાપ, આક્રંદ૦,, ત્રાહિ ત્રાહિ વદે મુખમાણ,

હરિ૦,, પુત્ર પિતા નથી અરજુન, આક્રંદ૦,, નથી કાકો ભીમ નિકુળ. હરી૦,, તને સાહ્ય કરત આઠાર, આક્રંદ૦ તુજ દુશમનના લેત પ્રાણ. હરી૦,, સુણી હીડીંબા ભીમ શબ્દ આશ્ચર્ય અતિઘોરે. આતે કોણ હશે રોનાર. હરિ૦,, વળી અરજુનને નીકુળ દીયર જેઠ મારારે, જઈ પુછું કે સગપણ કોય, હરી૦,, કરે શુભદ્રા આક્રંદ, હિડીંબા આવેરે, બાઈ કોણ રડે મધરાત. હરી૦,, પ્રતી શબ્દ સુણી શુભદ્રાય, મહા ભય પામેરે, કોઈ દેવ દસ્યુકે પલિત, હરી૦,, અહીં શબ્દ કરયો કો આપ, હવે શું થાશેરે, શોક ચિંતાને ભય ઊજાશ; હરી૦,, વદે હીડીંબા આણી વહાલ, અરે બ્હેન કોણછેરે; ભીમ નીકુળ વદે તું કેમ, હરી શું૦,, તારૂં સગપણ શું તે સાથ, અરે બ્હેન૦,, વદો મરનાર કોણ સંબંધ, હરી શું૦,, ત્યાં તો શુભદ્રા ચિંતે એમ, હશે કોઈ માનવિરે; એને પુછયાની શું ગત્ય. હરી. ,, વદે હિડીંબા તે કાળ, દિયર જેઠ માહારે, ભીમને કુળ દીધાં નામ, પતી પુરણ પ્યારારે. તમે તેનાં સગાં શાં થાવ, બેની મારાંરે; ઝટ ઝટ કહો તે કથાય; પતીપુરણ પ્યારાંરે. વલણ—પતિકુળ પ્યારાં ઝટ કહો, એતે શું સંબંધરે; દાસ છગન મન સુભદ્રાને, શાંતિ આવી તંનરે.

## કડવું ૩૨ મું.

રાગ ચાલતો—વદે સુભદ્રા બ્હેન, દીધાં નામ જેહરે; તે તો દીયર જેઠ સંબંધ પ્રીતીનાં પ્યારારે; પડયો ધ્રાશકો હીડીંબા મન, દેરાણી જેઠાણીરે; મરનાર ભત્રીજો હોય. વઢયા બે ભઈ છેરે, આતો આવી પડી ઘરમાંય, કારજ કરવું રે; અમી કુપો આવશે કામ; મારે મરવાંરે. એમ સમજી વદી તે વાણ, બેની મારીરે; રહે શાંત જરા આ ઠાર, વિવેક વિચારોરે નથી મુઓ તમારો તન. ,, કરૂં જીવતો નહિ પાડો તન. ,, એમ કહી ઉઠી તે કાળ, હિડીંબા રાણીરે; લેઈ અમરૂત આવિ આર; વેગે વારીરે. ઝટ સીંચી કરયો સાવધાન, સુત તે સુરોરે; કરી હોકાર અભેમાન કુદયો પુરોરે; ઝટ હાથ સાહયો ત્યાં માત સુત સલુણારે, જીવ્યો કાકીને પ્રતાપ, લાણના પ્યારારે; હેં હેં હેં વદો સું માત, આ શું દીસેરે; વળી છેકો આતમ સાથ કાકી આવશોરે. એવે આવ્યો ગટોત્ગછ, અગ્નિ હોલવીરે, જોઈ દુશમન વિસ્મય થાય, માતા ત્યાં હવીરે ! હીડીંબા ઉવાચ રાગ છંદ—ભાઈએ છે અભેમન્યુ, પુત્ર તુજ કાકા તણો; માંહો માંહે લઢી મુઆ, હવે તો સ્નેહજ ભણો. ન હોય બીજો જોય બીજો, સુજો સર્વ સમાનતા;

એક મેવ દુજો નાસ્તિ, સમે મહમેવ માનતા. હળ્યાં હળ્યાં હરખે હળ્યાં, આવ્યાં પુર નીજ મહેલ; રાત વીતિ વહાણુ થયું. હવે થયો શો ખેલ.

## કડવું ૩૩ મું.

રાગ સામેરી અહો રાયજીનો.—વૈશમપાયન એણિપેર બોલ્યા, સુણુજનમેજય રાય; વિસ્તારી તુજને સંભળાવું સુરેખા હરણ મહીમાય; અહો રાયજી સુણીએ ! ટેક. હસ્તીનાપુરમાં દુરયોધન, શું કરતો તે કાળે, લક્ષ્મણાને પીઠી ચોળી શણગારયો તે ઠારે. અહો. ૧ માનનીઓતો મંગળ ગાતિ, ટીલુ ટપકુ કીધું, વરરાયને નવરાવીને, કપડાનું મન કીધુ; જરી જામા ચીરા પટકા હાર હીરાના લળકે. કુંડળ બાજુ બંધ પ્હોચી કડાં સાંકળાં ખણુકે. અહો. ૨ જાન પણ તેવી શોભાવી ભીષ્મ દ્રોણુને કુપ: અશ્વતથામા સામા આદી, અગીયાર ક્ષોણિ સુરાઓ. અહો. ૩ સભા કરીને ચઢયો ઘોડલે, કડી ધીમ વાગ્યાં તુર, ભેરી ભુંગળને શરણાઇ, પડઘમ કાંતિ પુર. અહો. ૪ વલણ.—એવી રીતે જાન સોહાવિ, પ્રીતે મુકયું પુરરે; મા ભરિઆડી નમી છગન કરમ ગત નુરરે.

## કડવું ૩૪ મું.

કૌરવ કેરી જાન આવી, દ્વારીકા નગ્ર મોજારજી; ચોબદાર છડીદાર બંદી, અત્તર છાંટણ સારજી; જાણ પડતાં કૃષ્ણ હલદર, જાદવ છપન કોટીજી; સામૈયાને સામા આવ્યા, જાન દીસે બહુ મોટીજી; વર રાજાને નીરખી સરવે, યાદવ મરડે મુખજી; હળી મળીને જાનીવાસે, આસન આપ્યું સુખજી; સઉ સઉને ઘર ગયા મળી હળી, આનંદ મંગળ થાયજી; ભાનુમતી આદે જાનરડી, કેવું કેવું ગાયજી. ધોળ—જાગો જાગો જાદવ રાય, આવિ કૌરવ કેરી જાનરે; હસ્તિનાપુરનો રાજીયોરે, કરીછે તમપર મહેર. જાગો જાગો૦ ૧ ટેક. છત્રપતિ તે પધારીયારે, તમ નગ્ર કરવાને પાવન; નહીતો કો નવ જાણતુંરે, ગોવાળા ગોવીંદ. જાગો. ૨ ગાયે જાદવનિ કામિનીરે, કુલાશો મુકોરે; શંતનુ વરયા મછ ગંધાને, નાત બહાર સૌકોરે ગાય જાદવની. વળી વડીલ વેવણે વરયો નદિયોરે, વધુ શું કહે છે રે; તમને લેવાને નાતમાં રે વિવા કરયો છેએરે. ગાય. ચંદ્ર સુરેખા અમારડીરે વરતોછે

ભુત કેરો ભાઇરે; કયાં વાયસ ને કોયલડી ને કયાં બગલો ને હંસી. ગાય. વલણ.—બગ હંસીનો મેળ આવ્યા, ભોળવાયા હળધર ભાઇરે; દાસ છગન કહે કૃષ્ન ધરૂણી, કુલશો ન મારી બાઇરે.

## કડવું ૩૫ મું.

વૈશમ પાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજય રાય; અહો ચંદ્ર તમને સુણાવું, સુરેખા હરણ મહીમાય. સ્ત્રીઓનો ઉતારો નાંખ્યો, મરદો જાની વાસે; કામ પડે તો બારી વાટે, મળે હળે પાસે. આનંદ મંગળ સરવે કરતું, નીશ્ચય મનના નોખા; સુરેખ રેખા કરમ કેરી, કોણ વરે સુરેખા. રાત ગઇને સરવે સુતુ, હરી કરે તે હોય; પ્રાતઃ કાલે જાગ્યો ગટોરગછ, જાગીયું સઉ કોય. કહે ગટોરગછ માડી મારી, હું તો જઉ દ્વારીકા; હરણ કરી કન્યાનું લાવું, પડશે સરવે ફીકા. ત્યાં સુભદ્રા કહે હો વિરા, તું શાને દુઃખ વેઠે; હું જઇને હલધરને કહું છું, તમે રહો અહીં બેઠે. કહે ગટોરગચ્છ કાકી મારી, એ માન્યા ના કેશે; દંડ તો દેવો દુશમનને, આંખ્યો ચોળી રહેશે. અભિમન્યુ કે વીરા મારા, આપણ એતો જઈએ; લઢીયે વઢીયે પુરા પડીયે, થાયે એવા થઇએ. ચાલો ભાઇ રથમાં બેસો, હું હાંકું છું જાતે; ગટોરગછ કહે કામ ન આવે. ગાડી ઘોડા આને. એમ કહીને માયાવી ત્યાં, મોટી ગાડી કીધી; અભિમન્યુને મહી બેસારી, વાટ દ્વારીકા લીધી. માતાએ ત્યાં આશીષ દીધિ, રસ્તે રથ હંકારયો; ચાર ગાઉ રહી દ્વારીકા કે, અશોક બગીચો આવ્યો. તે દેખી અરજુન સુત બોલ્યો, સુણો ગટોરગછ ભાઈ; શાહુકારી કરવા નથી આવ્યા, ચોરવી કન્યા પરાઈ. સંતાવાનું ઠામ જોઇએ, તેતો દીસે આંહિ; અશોક બાગ આ કૃષ્ન કેરો, દીસે ભોંયરૂં માંહી. કૃષ્ન વીના તે કો નવ જાણે, માટે રહો આ ઠામ; સમયપરે હરણ કરી લઇએ, જઇ મામાને ગામ. વાત રૂચી ગટોરગછ મનમાં, કે તે ત્યાં ઉતરીયો; માયા ગાડી અલોપ કીધી, અભીમન્યુ ત્યાં વદીયો. અહો વીરાશી બહાદુરી, કટકટ કાંઇ ન પાસે; ચાલો તે સ્થળ હું દેખાડું, કુવો ભોંયરૂં ઉજાશે. વલણ—ઉજાસ સારો ત્યાં દિસે, રહેવાને છે સુખરે; જોવા ચાલ્યા બે બંધવા, બાગ વિશે સન્મુખરે.

## કડવું ૩૬ મું.

અહો બગીચો કેવો સુંદર, શી શોભા અલિકાર; જાઈ જુઇ ચં-

પેલી ચંપો, માલતીને મલાર; સાગ સીસમ આંબા મહુડો, કેરી ક્રમદાં કોઠી; શીતાફળી આવળ ચણોઠી, દુધેલી મ્હલોઠી. આરિયાં ટીડસાં તંદ્રક, સુખડ સીસમ સેથી, વાંસ જાળાં અદભુત સુંદર, શોભા કહીં નવદેવી; વાઘ વાય એ એવી છે ઝાડી, બીહામણી કો ઠામે; શીતળ જળનાં સ્થળ આવે, ફુવારેંટ બહુ કામે. જોતા જોતા જંગલ જાતા, જ્યાં આવ્યા સંકેત, ભોંયરૂં ઉઘાડી પેઠા દીઠું અદભુત છેક. આડો પથ્થર દિધો કે જન કોઇ કશું ના જાણે; હાથી ઘોડા અંદર રાખો, તોય કળ્યામાં નાવે. ખંડ કઠોર બેઠક માંહી, સુરય બીંબ પણ દરસે; ખરે ઉન્હાળે વળે શીતળા, માંય પેઠે મન હર્ષે. ગટોરગછ કે' વારૂ વીરા, તેં કહ્યું તે કરવું; સ્થાન અતી રમણીક દીસે છે, અહીંથી નથી સંચરવું. પુંજો કચરો હવડ જગ્યા, કોઇ કદી નવ આવે; સંતાવા શ્રી કૃષ્ને કીધું, માટે રહો મન ભાવે. એમ કહીને માયા રૂપી, દૈત કર્યા બે ચાર; પુંજો કચરો ઝાડી જગ્યા, સાફ કરી તૈયાર. ત્યાંતો છોડી જટા પછાડી, ઇચ્છીત સઘળો ઠાઠ; ગાદી તકીયા પલંગ પાટલા, બેસણી ઘોડા સાથ. ભાત ભાતનાં ભોજન આવ્યાં, સોના ચાંદિ ટાટ; લોટા લોટી પ્યાલા બાજઠ, કીધો સુંદર ઠાઠ. હળી મળી હેતેથી બેઠા, ભોજન કરવા ભાઈ; જુક્તિ તે શ્રી દ્વારીકામાં, જાણી છે જદુરાઇ; હેત કરીને શ્રી હરી ઉઠયા, સંશય મનનો ખોવા; અશોક વનમાં આવ્યા વેગે, અભિમન્યુને જોવા. આવી ભોંયરે હાંક મારી, હે અભિમન્યુ ભાઈ, એકલા આવ્યા છે કે બીજુ, જાવશાને શરમાઇ. અંદરથી અભિમન્યુ ચેત્યો, કે આવ્યા છે મામા, ગટોરગછને કહેવા લાગ્યો, રખે થશો ભાઈ સામા. બાહેર મામા મારા આવ્યા, હેત કરીને મળવા; વીવા તોડયે નથી રાજી, ઉઘાડો જઈ મળવા. દ્વાર ઉઘાડયું અંદર આવ્યા, અભિમન્યુ જુએ લાડું; કૃષ્ણ કહેકે છઊં સલહામાં, ભરાવી મોકેલું ગાડું. હળધર ભાઇએ અવળું કીધું, વ્હીવા તોડયો ફોક; તમ બે બંધુ મળીને ઘુમો, વાળો આડો આંક. છેવટ સુધી છઊં સાહ્યમાં, થાય ન વાંકો વાળ; દારૂણ દુઃખનો દહાડો કહાવ્યો, ઉપન્યુ અંતર વ્હાલ. આ વેળા હું છઊં સાહ્યમાં, ધાર્યું કરો તમસાઇ; જરૂર કન્યા તમને મળશે, એહવહું સમખાઈ. વેણ સુણી ગટોરગછને, હર્ષ થયો અપાર; આવ્યા છું તો યશ મેળવશું, સાથી ગોપાળ. કૃષ્ન કહેકે હો ભીમ સુત, હું માગુ છું તમ પાસે: સોળ સહસ્ત્રજ મારા, આવવાની ન કરશો આશે. વચન દીયોતો જાણી જાતે, બેડો સુલભ પાર; નહિતો જાણું કૌતુક તારાં, ખવરાવી ઉઠિ હાર. સર્વેનિ તું કરે મશ્કરી, તેમ શું સુજને લેખે; જાણી જોઇને મળવા આવ્યો, આવ્યું

હેત અલેખે. સત્ય વચન દીધું ગટોરગછ, કૃષ્ન તણા કર માંય: જાવ તમારે મ્હેલ ન આવું, એહ પ્રતિજ્ઞા અહાંય. જો આવું તો જનની લાજે, પિતૃ નર્કે જાવે: ગૌહત્યા બ્રહ્મહત્યા મુજને, પાપ ગોલકનું થાવે, કરી સાંત્વના વળ્યા કૃષ્નજી, ધીરજ મનમાં આવી; ગટોરગછ શું કરતો હાવે, જેહ કરે ના ભાવી. વલણ.—નશીબથી ના થાય જે, તે કરવા સમરથરે; ગટોરગચ્છ તે પામ્યો, સરે છગન સૌ અર્થરે.

## કડવું ૩૭ મું.

વૈશમ પાયન ગોઠીપેર બોલ્યા, સુણજન્મેય રાય: વિસ્તારી તુજને સંભળાવું, ચરિત્ર તુજ દાદાય. કૃષ્ન ગયા કહી વચન લેઇને, ચીંતા મનમાં ચોટી; જોવા દ્વારિકા વળી ઓળખવા, જાન કુરૂ કુળ મોટી. તેથી કહે છે હું અભિમન્યુ, તમે હવે અહિં રહેજો: કામ હોય તો સેવક આ એ, બોલાવીને કહેજો; હું તો જાઊં હવે દ્વારીકા, કૌરવ કુળ ઓળખવા; અભિમન્યુ કહે ભલે પધારો, હમો છઊં નીરાંતવા. ગયો દ્વારીકામાં ગટોરગછ, ને પ્રથમ કર્યું શું કામ, દરવાજે તે જઇને ઉભો, મળ્યો યાદવ તે ઠામ; તેને પુછે કોણ લોક છો, ગયા હતા કો-ક્રામ; કૌરવ કેરી જાન આવિ, તે ઉતરિ કોહામ; પંથી કહે છું યાદવ હુંતો, બ્હાર ગયો તો આવ્યો; દેખાય પેલો જાની વાસો, નથી દુર બહુ કહાવ્યો. ગટોરગચ્છ કહે સહુને બતાવો, હું નથી ઓળખતો; દુર્યોધનને શકુનીને, બતાવી રહેજે જતો. જદ કહે કે હે પરગામી, દીસો ભેળા સારા; અભીલાષી છો જોવા કેરા, વહેવાઈ જે અમારા. ચાલો હું તમ સાથે આવું, કામ ઘણું છે બાકી; વાતો કરતા ચાલ્યા બે જણ, આવ્યા ઉતારા પાખી. પ્રથમ તો લક્ષમણો દેખાડયો, વરતો કાળો ભુત; કરણ શકુની ભુરીશ્રવા વળી, જયદ્રથને ભગદત. દુર્યોધન આદે ઓળખાવી, તે તો ત્યાંથી જાય; પછી વિચાર્યું ગટોરગચ્છે, યુક્તિ કરવી પાકી; સ્ત્રીઓને ઉતારે જાવું, ઓળખી લેવી કાકી. એવે નીકળી જાદવનિ સ્ત્રી, તેવું ધરીયું રૂપ; પાસે જઇને કહેવા લાગ્યો, બ્હેની સુજ અનુપ. ચાલ સૈયર મારિ સાથે, વ્હેવાણોને મળીયે; રૂપરંગ કેવાં છે એનાં તે તો દેખી લઇએ. સાથે સાથે બંને આવ્યાં, જ્યાં કૌરવનિ રાણી; પ્રથમે ભાનુમતિ દેખાડી, પછી સહુએ રાણી. શકુનીની સ્ત્રીને નીરખી ક્રોધ રહ્યો નહિ ઝાલ્યો. વેર લેવા મન વીચારીં; તુરત ત્યાંથી ચાલ્યો. એવે દાસી ભાનુમતીની, પડી ગટોરગછ નજરે; કે જુદા પડી જાદવ સ્ત્રીથી, દાશી રૂપ તો ધરે. પછી ગયો છે બળદેવ ધામે, જોવા

સર્વ તપાશી; રેવંતીએ આવતી દીઠી, ભાનુમતિની દાસી. ઝટ ઉઠી પાસ જઈને, માન ઘણેરૂં દીધું; મહેલ મેડી માળ બતાવ્યા, કન્યાનું મન કીધું, સુરેખા કન્યા બોલાવિ. માતાએ ત્યાં પાસે; ઘટોત્કચ્છે રૂપ નીહાળી, પુછી લીધું ખાસે. ભાઇ જેવી ભાભી દીસે હરખ્યું અંતસ્કર્ણ; બીજા સૌને ઓળખી ચાલ્યો. નવ જાણે કો મર્મ. રેવંતીસુ વાતો કરીને ઝટ જવા મન કીધું; બજાર આવી મીઠાઈ મેવા, ખાવાનું સઉ લીધું. પછી ગયો તે બાગની માંહે, અભિમન્યુને મળીયો; પ્રીતે ભોજન કરી લઇને, પછી વાતોએ વળીયો એટલે ત્યાં રાત પડીને, બંને બંધુ સુતા; અર્ધ રાત્રીએ ઉઠી કહે છે, સુણો વાત સજુકતા. આજ રાત્રીએ અહીંથી જાઊં કાલ રાત્રીએ આવું; કૌરવ કાકાને ખંખેરી, ઘણું ધન હું લાવું. બાગની પાસે મેદાનમાં છું, ફીકર કરો નવ કાંઈ; એમ કહિને ભીમ સુત ચાલ્યો આવ્યો જંગલ માંહી. વલણ.—દરવાજાની બહાર આવી, કીધુ કારમું રૂપરે; દાસ છગન કહે જટા પછાડી. માયાથી ઘટોત્કચ્છ ભીમસુત ભુપરે.

## કડવું ૩૮ મું.

રાગ સામેરિ ચોપાઈ—વૈશમ પાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજય રાય; વિસ્તારી તુજને સંભળાવું, સુરેખા હરણ મહીમાય. કેશ છોડી શીશ પછાડયું, માયાવિયે તે વાર; જુજુ જેવડા જીવો ખરીયા ચૌદ હજાર તે ઠાર. વાયુ અડતાં અધીક વાધ્યા, થયા દૈત તૈયાર; કૃતિ કરી રૂડા બુદ્ધિશાળી, સુણો શ્રોતા સાર. તે મધ્યેથી હજાર હાથી, બે હજાર ઉંટ ઘોડા, સાંકળો ત્રણ સહસ્ત્ર કીધી, અકેક બાંધી દીધા; હારો દરેકની કરી જુદી, ત્રણ હજાર દાસો કીધા. અકેકે પશુનો અકેક રક્ષક જેની આજ્ઞા માને. ત્રણ હજારનો ચારો કીધો તંબુ તેરસે જાણે. તે તંબુની શોભા કહેતાં શેષ ન પામે પાર; સુવર્ણ શીખર હીરા લળકે મોતિ ઝુલે અથાગ. વચમાં વચમાં હીરા રત્નો જોતા મોહ પમાડે. સૌ દૈત્યોનું સીંહાસનને ચોપડા શત એક કા'વે; મે'તા એક શત દૈતો કીધા ત્રણસેં પેહેરે દાર. શત એકતો અનુચર બનાવ્યા, જે છે શેવા કાર. ખમા ખમા છડીદાર બોલે, રક્ષક પવન નાખે; ચમ્મર છત્રી પાન સોપારી, આવિ સેવક આપે. શોળે અંગે સજી લીયાને, રૂપ ધર્યું ઝક ઝાળ; સોદાગરનો બની બેટડો, બેઠો શીર ધરી મોળ. મોતી તોરા કલગી તે પર, લીલા જરીના વાગા, સુધી વાંકડી પાઘ ફાંકડી, કપરી આંખ ગુણ ઝાઝા. ઠાઠ માઠથી લીલા

રચીને, બેઠો થઇ વ્હેવારી; સિંહાસનને શોભે માયાવી, પરોઢની તૈયારી. દરવાજા ઉઘડયા દ્વારામતિના, ચાલી નગ્રમાં વાત; ગ્રહસ્થ વ્હેપારી જાણી, આવ્યો વ્હેપારી મ્હાત. ઓલ્યા વેલી વાત ચાલી, ગઇ સભા જ્યાં રામ; કૃષ્ણ પ્રભુ ત્યાં બેઠા હુતા, થઇ ગયું છે કામ. હલધર હસીને કહે કૃષ્નને, સુણો શ્રી ગોપાળ; તમને મુજ જેવું નહીં મળીશું. એકે વેવીશાળ. મોટો વ્હેવાઇ મારો જાણી, વ્હેપારી આવ્યો; ઊંટ ઘોડા હાથી સારા છે વેચવા લાવ્યો. હરી કહે કે ખરો વ્હેપારી ! ખાસો ખેલ લડાવ્યો; જાનવરો લેવડાવા કાજે, બળદેવને ચઢાવ્યો ! કહે ગીરધારી કે કર્મ હીણો હશે કોઇક આવ્યો; જોઇ જાનવર ખરે નહીને ફોગટ ફેરો કહાવ્યો. તમ વ્હેવાઇને હું જાણું છું દમડી એક ન છોડે, મખી ચુસ મહા જીવતો કંજુસ કોડી કોડી જોડે. સુણી વેણુને માઠું લાગ્યું, બળદેવ બોલ્યા ત્રાડી, મુજ વ્હેવાઇને એવો કહે છે અરે કૃષ્ન અનાડી. એ સુમતપર હું લેવરાવું પછી કહીશ તું કેવો; કૃષ્ન કહે કે જશો ન કહેવા, ફીક્કા પડશો એવો. તેમ તેમ સુમત હલધર વ્યાપો, ઝટ ઉઠી સંચરીયા: જાની વાસે દુરયોધન છે, હળી મળી હરખીયા. સંકર્ષણ કહે નામ તમારૂં, સુણી વેપારી આવ્યો; હાથી ઘોડા સારા છે વેચવા લાવ્યો. રાખો નહિં તો નામ જાય છે, મુજ સભામાં આજ: તમ કીરતી સુણી સભામાં, કૃષ્ણ હીસાયો આજ. કહેછે કર્મ હીણોકો આવ્યો દુરયોધન નાદાર: કૃપણ રાખી સુખ ને શું લે, એમ કરે ચેષ્ટાળ. માટે ઉઠો થાવ સાગદા, ઝટ જઇ જાનવર લાવો; દુરયોધન કહે ફીકર કરો ના સુખેથી ઘર જાઓ. તુરત તે તો થયો સાબદો બોલાવ્યા છે મામા; કરણ શકુની દ્રોણ દુશાસન, સર્વે પહેરો જામા. બળરામ કેરૂં મન રાખવું, લેવા હાથી ઘોડા; રથમાં બેશી ચાલો ચારે ચઢી સુમતે દોડયા. નગ્ર બાહેર બાગ જંગલે, દીઠા તંબુ તકિયા; હાથી ઘોડા ઉંટ બાંધ્યાં, શોભા કહી નવ શકિયા. જોતાં જોતાં તો અંજાયા, માયાવિના સાયા: જાદુ વિદ્યા પુર જોસની. ભભકામાં ભરમાયા. કહે દુર્યોધન જુઓ મામા, તમ ઘોડારે એક; આ ઘોડા જેવો દીસેછે. હાથી વળી વિશેક. ઉંટોની અસવાર ખડી રહી તેવું ના તમ પાસે; તંબુતો આ જુઓ જરીના. શાની કરો ફુલાસે. તરંગ તુરી તેજ તણાયા, મન માતંગે વાહ્યા; તંબુ પાસે આવી ઉતર્યા જે ચારે જણ ડાહ્યા, તંબુ માંહે જવા ગયા કે. અનુ ચર આવી રોકે; શકુની કહે છે છત્રપતિ આ, વગર ઓળખ્યે ટોકે. કહે અનુચર ત્યાં ગરોરગારછનો, છત્ર પતિ તમ ઘરના; શેઠ તણી આજ્ઞા વિણ નહિ, ડગલુ એકે ધરના. જઇ શેવકે જાણ કર્યું કે,

છત્રપતિ છે આવ્યા; આજ્ઞા આપી ગટોરગચ્છે, સેવક લેવા આવ્યા, ચારે જણ તો અંદર પેઠા દીઠી જુક્તિ ઝાઝી; આડુ જોઈ બેઠો ગટોરગછ; અંજાયા છે પાજી, ટેબલ ખુરશી આસનનાં ત્યાં; જરી ઝુલને જામા; મોતી તોરા પાઘ વાંકડી; શેઠ બન્યો સરનામા. ભભકો ભારી પેખી ચારે; જણતો ત્યાં ભોળવાયા; ભાન રહ્યું નહીં અહાવ આદરનું; આસનમાં ગોઠવાયા. જરાવારમાં સ્હાસું જોયું; હશી વદયો સુત શુરો; પાંડવો જેવા દીસોછો: ભલે પધાર્યા ભુરો. કહે દુર્યોધન પાંડવ કીરતી; ઠામ ઠામમાં ગાજી; આપણુને તો ઓળખે નહિ કો, જણુવો મામા ઝાઝી. કહે શકુનિ પાંડવ પાંચે; જુગટુ રમીને હાર્યા; ભીખારી થઈ વનમાં રખડે; અન્ન તણા ઉધારા. શિરોમણી છે સહુના આતો; છત્રપતિ દુર્યોધન; એમની તોલે કોના આવે શું સમજો છો મંન. વલણ.—શું સમજો છો મન વિશે; છત્રપતી નરપતિ એહરે; દાસ છગન કહે અતિ વખાણ્યો: મામાએ ધરિ નેહરે.

## કૈડવું ૩૯ મું.

વૈશમ પાયન એણીપેર બોલ્યા, સુણજનમેજય રાય; વિસ્તારી તુજને સંભળાવું; સુરેખા હરણ મહિમાય. નામ સાંભળી ગટોરગછ કહે; હે વાણોતર મારા; ઝટપટ ચોપડા બાંધી ચાલો; શુકન થયા ન સારા. આવ્યા આપણ હોંસ ભરેલા, જાણી કુંતા તન, રાંડેલીકો શુકને લાધી; આતો દુરયોધન. વ્હેવારમાં તો વાંધો પડશે, નહિ ખપે ઉંટ ઘોડું, ચમડી તોડે દામ ન છોડે; જાત શું જાણે ઓડુ. હાથીની કીંમત તો જાણે, એક વૃકોદર બંકો; ઘોડા અરજુનને નિકુળ, તેહ નથી નર વંકો. વળી ઊંટને રાયકા પરખે, કે પરખે સહદેવ; પરીક્ષા વિણુ પારખશે શું, કંજુસ જીવના એવ. માટે બાંધો ચોપડા, જઇએ આપણુ ઘેર; દુરયોધન દમાઈ ગયો, ભભકાથી તે ઠેર. શકુની કહે સુણો વહેપારિ, અમશુ પાડો કામ; જાનવરમાં કંઈ નથી જોવાનું, કીંમત કરો તમામ, વાજબીની કીંમત હોય તે, અમને કહેવિ જોઇએ; મોં માગ્યું તો તમને દઈશું અમ સમ જગ નહિ કોઇએ. ગટોરગછ કહે હાથી સઘળા, ગજ ભરીને વેચાય; એક ફુટે અઢી હજાર તો, કીંમત કરીની થાય. ઊચક કીંમત ઉંટ અશ્વનિ, લેવી મ્હોર અયુત; માગણી તો નહીં કરવાની, સુણો ક્ષત્રી સુત. દુરયોધન કહે કબુલ અમારે, ભરવાનો ગજ લાવો; અસત અમારા મનમાં છે નહિ, જોડે જોવા આવો. સુણી એવાં વાયક ગજ દીધો, કરણ કેરે હાથ; પ્હેરી પાવડી

સાથે ચાલ્યો, મ્હેતા લીધા સાથ. સાથે છડીદાર ને સેવક, સેઠની સેવા માટ; કહે દુરયોધન મારા કરતાં, અધિક રાજાનો ઠાઠ. મુનિમ મુકે આંકડા ત્યાં ચોકસ ભરતર થાય; કરણ રાજા ભરે ઓછું, તોય સવાયો થાય. માયાવીને નાનો મોટો, થતાં શી લાગે વાર: કપટનું ચપટ કરી દેવા, ઠાઠ રચ્યો તે ઠાર. હજાર હાથી ભરી રહીને, કીંમત તેની કીધી; ઉંટ ઘોડા ઉચ્ચક લીધા, કીંમત ભેગી કીધી. ગટોરગછ કહે લાવો નાણાં, નિશ્ચે આંકડો કીધો; દુરયોધન કહે હુંડી દઈએ, નામ ઠામ સૌ ચીંધો. ગટોરગછ કહે સરત કરી શી, કેમજ વાંકુ બોલો; ઉધારાનો નથી ધંધો, ઝટ ગાંઠેથી ખોલો. કહે દુરયોધન પરદેશે કયાં, સાથે નાણાં લાવ્યા; વિવેક રાખો વાત વિચારો, અમો જાનમાં આવ્યા. કહો તે કરીએ લખીને દઇએ, વાયદે હુંડી શિકરાઇએ; તેમ છતાં જો અધીર હોય તો રહેવાદયો ઘર જઇએ. ગટોરગછ કહે નાણાં નહોતાં; તસ્દી શાને આપી; વાત કરીને વહ્યા જવું તું, વાંકુ બોલો પાપી. ઉઠો સેવક અવળા બાંધો મારી નાંખો ઠેર; શું જુવોછો સેવક મારા કરો કારમો કેહેર. ઉઠયા દશ વીસ સેવક જબરા, ચારે જણને ઝાલ્યા. અવળે હાથે બાંધી લઇને નજર કેદમાં ઘાલ્યા. દુરયોધન કહે ઓરે મામા તમે શેહેરમાં જાવો; ગૃહસ્થોને ઘર ખત ખાતાંથી લખીને નાણાં લાવો. તવ મામાએ અરજ ગુજારી છુટો એકજણ કરીએ; જઈ દ્વારકામાં થોડી વારે નાણાં લાવી દઇએ. ગટોરગચ્છે આજ્ઞા કીધી, છુટો થાયે કોણ ? શકુની કહે હું છુટુંતો ઝટ લઈ આવું ઓણ. શકુનિને છુટો કીધો કરી મશકરી મામે; જો કો નાણાં નહીં ધીરેતો છેલ્લા લ્યો રામ રામે. ગયો શકુનિ ગામમાં ને કરજે નાણું લીધું; લખત કરાવી લીધા સરાફે કે ઝટ નાણું દીધું. રથ ભરાવી લાવી કહેછે હે સોદાગર લ્યોને છત્રપતીને કેદ કરેલા ઝટપટ છોડી દયોને. ગટોરગછે નાણાં લીધાં ગણીને તેણીવાર; છુટા કીધા સર્વેને ત્યાં કહ્યું ખરો વેહેવાર ! ! હવે ઉધારે તમને દઈશું માલ ઘેર લઇ જાવો; ત્રણ હજારે સેવક મારા માલ મુકીને આવો. દુરયોધન–દુઃશાસન શકુનિ ચોથા કરણ રાજા; રથે બેસી આગળ ચાલે, પાછળ હાથી ઝાઝા. માલ વ્હોરી મહારાજા મગરૂર આવ્યા જાની વાસે; હાથી ઘોડા ઉંટ બાંધી સેવક ગયા અવાસે. જાનવર જોઈ બળદેવ બોલે મુછ પર નાખી હાથ; જો કાળિયા વ્હેવાઈ મારો, અદેખો તું સાક્ષાત. કૃષ્ન કહે મોટાની મોટાઇ એની થાય ન વાત; દીવસ કરતાં રાતે શોભા મર્મ વદયા જદુનાથ.

વલણ.—જદુનાથ વાયક મર્મ બોલે, ફુલે હળધર વીરરે; દાસ છગન ધન લેઈને ગટોરગછ ગયો ભોંયરામાંયરે.

## કડવું ૪૦ મું.

રાગ સારંગ ચોપાઈ.—વૈશમપાયન એણીપેર બોલ્યા, સુણુજન-મેજયરાય; ધન દેખીને અભીમન્યુ તો થયો ચકિત છે ત્યાંય. અહો બાંધવા બહુ બહાદુરી આક્રમ તારાં પ્રૌઢ; શી રીતે કાકાને લુંટયા યુક્તિ શી કરી ગુઢ. વાતો કરતા બંને જણ ત્યાં આનંદે દીન જાય; ભેળાં બેસી ભોજન કીધું સુર્ય આથમ્યો ત્યાંય. શયન કીધું બંને સાઈ ગમ્મત કરતાં ઊંઘ્યા; ગટોરગછે માયા સમેટી ખુબ કાકાને ખુઘા, સાંજ પડી કે તાલાવેલી સર્વ જીવને થાય; હાથી ઘોડા ઉંટ તે સૌ, પડયાં જમવા ત્યાંય. ઉંટ બરાડે હસ્તી માડે અશ્વ પછાડે ચર્ણ; સર્વે જાગ્યા જોવા લાગ્યા વદે અશરણનાં શરણ. અહો બળદેવ તમ વહેવાઈ, આશો શેર બકોર; તોફાની કૌરવો ઝાઝા નહીં ઠરવાનો ઠોર. એ વચન કહો જઈને મળીએ, આવ્યા જોવા માટ; જુએ તો સૌ જાનવર પડીયાં મરવા મોટો ઠાઠ. મુઆં ત્રણ સહસ્ત્ર જાનવર પ્રગટયો પામી શોક; અરેરે મ્હારૂં ઘર બેઠું કહીને મુકી પોક. શકુનીએ ત્યાં ગોઠો મહેલી સમજાવ્યો તેવાર; છાનો રહે કિંમત થઈ જાશે રડવામાં નહિ સાર. બળદેવજી કે' હો વહેવાઈ આતો કૌતુક દીઠું; પણ પસુને દાટવાને ઝટપટ લાવો મીઠું. પ્રભુ કહે ભાઇ લાવી આપો મજુર પણ સેં સાઠ, બળદેવ કહે તું મેલ અહીંથી મશકરીની વાત. એમ કહી ખાડા ખોદાવ્યા મીઠું પણ અપાવ્યું; ઢાંઢાં નાંખી મીઠું નાખ્યું લોપ મૃતક સૌ કહાવ્યું ચમત્કાર માયાવી જાણી સઉ સઉને સ્થળ આવ્યું; રડવા લાગ્યો બહુ દુરયોધન સુણી રાણીઓ કહાવ્યું, અહાવા ઉંધા કરો વહેપારો જ્ઞાન મળે નહી કોડી; બેરૂ બોલે નાવે તોલે સમજયાં ઓડા મોડી, મનવાળી સુતા સૌ કામે કર્યું શું ભીમ કુમાર; કાકી-ઓને લુંટવા માટે મન કીધો વીચાર. મધ્ય રાત્રીએ ઉઠયો તે તો, અહો અભિમન્યુ ભાઇ; કાકીઓને લુંટી આવું ત્રીજે પહોરે અહાંઈ. વલણ.—ત્રીજે પહોરે આવું કહીને ગયો જંગલની માંયરે દાસ છગન કહે ગટોરગછ કરે કાંયરે.

## કડવું ૪૧ મું.

રાગ—( વાગી વાગી સ્વયંવરમાં હાંક ) આવ્યો આવ્યો ગટોર-ગછ બહાર, સોંયરૂં મુકીરે લીધી દ્વારીકાની વાટ આવ્યો ઢુંકીરે. સાખી—દરવાજાની પાસમાં ગામ ગાંદરામાંય; આવીને ઉભો રહ્યો

વિચાર્યો નકરશો ત્યાંય. શું કરવું આ સમયમાં કાંકીઓ છેતરાય; કરૂં દુકાનો કરામે મોંઘા મુલ અપાય. મન વિચારી મોહનો મંત્ર ભણ્યો તે ઠાર; લેન કરી દુકાનની માંડયાં હાટ અપાર. જુદા જુદા ચિત્રની જુદી જુદી કમાન; શોભા કહેતાં સરસ્વતી મુકે મનથી માન. ગાદિ તકીયા ગલેચા તલાઈ દીધાં આસ્તરણ બીછાઈ; વાંસ ચોરી બાંધી અંબરાઇ, ધરયાં માલ નવા ઉપરાઇ. જાત જાતને જુદી ભાત, તેની કહેતાં ન આવે ખ્યાત; જતા મારગના જન ન્યાળે, હારોહાર મુકયા જે માલે. માલ તૈયારની દુકાન, નરનારી કે સામાન; જભલાં ટોપી ને ગંજીફ્રાક, ચણીયા ચુંદડી ઘાઘરા ઘાટ. એક પ્હનીને દોઢ પહનીના; નાના મોટા ને ઘાટ ઘાટીના; ઝવેરીઓળે મોતી હીરા, સોની ઓળે સોના પીળા. કાપડ બજારે કાપડ કાવે, કંસારાનાં વાસણ ભાવે. નામો ગણતાં પાર ન આવે, શોભા તેની સુંદર સાવે; વિસ્તારૂં તો ગ્રંથ વધાવે, શ્રોતાજન સમજી લ્યો ભાવે. દુવાત ખડીયા ટેબલ પેટી, ધર્યા ચોપડા બાંધી ખીંટી; શેઠે હાથે પહેરી વીંટી, બે નોકર દુકાન અખેટી. લેના દેવા સરત છેટી, કોણ કરે શું કોની બેટી; નથી રાખતા છેટા છેટી, એક શાલ કાશમીરી વેટી. પટોળાં પાટણનાં સાર, વળી ધર્યા છે હીરા હાર; ચાંદડીને નવલીની લહાર, કડાં કાંબી આણ-વટ બહીહાર. ગેન ફુલ છે બિંટી અહાર, ઉતરી નેગ મોહન માળ; હીરા કામીની કંઠી સાર, ઘરેણું કથનાં નાવે પાર. ગોફણી ઘુઘરી ચાક રસાળ, વાળી કાંટા નથી વિશાળ; ફુલ અંગુઠીઓ નચ્છીકાર. કટી મેખળા બાજુ ચાર. દોહા.—સૌ કીને દુકાનના નોંખા કીધા ઘાટ; વ્હાણું વાતે ઉઘડયાં દરવાજા કપાટ. જતા આવતા સહુ જુએ, જોઇને ચકિત થાય; શેહેર માંહિ વાત ચાલી, જાનીવાસે જાય. વેપારી તો આવીયા, લાવ્યા માલ અપાર; જેને જેને જેવું જોઇએ, તેવું લેઈ બેઠા બજાર. સુરેખા જોઈ રાજુગારો, મેં મનડું ઝાઝું લોભે; કદી ન દીઠા નથી અજીઠા, સુણી કૃષ્ણના થોભે. વલણ—કૃષ્ન ન થોભ્યા તે સ્થળે, આવ્યા પોતાને મહેલરે; સોળ સહસ્ત્ર રત અઠ તેડી, સમ-જાવે છે સહેલરે.

⁂

## કડવું ૪૨ મું.

રાગ દેશાખ-વૈશમ પાયન એર્ણાપેર બોલ્યા, સુણ જનમેજય રાય; વિસ્તારી હું તુજને કહુંછું, હવે તિહાં શું થાય. કૃષ્ણ કહે કે તમો સર્વે જાનિવાસે જાઓ; કૌરવ કેરી કામનીયોને રોગટની કુલાવો.

બજાર બહારનું જોવા માટે સાથે તેડી જાઓ; વહોરાવજો કંઇ એઓ પાસે, તમે ન કાંઇ લાવો. જે કોઈ લાવે ચીજ બહારની હેને ન ઘરમાં ઘાલુ; શિક્ષા દીધી શામળિયાએ, જે જોઇએ તે આલુ. સર્વ સુંદરી પહેરી ઓઢી, બણી ઠણીને ચાલી; જાનીવાસે આવતી તે, ભાનુ મતિયે ભાળી. હાવ ભાવ કરે બોલાવી, પ્રેમ મેળવ્યો પુરો; રૂકિમણી આદે સૌ બેઠી, વાતે વળગી વહુરો. કૃષ્ણ ભામનિ કહે હો ભાનુ ! ભાગ્ય તમારૂં ભારી, છે ધનવંતા ધણી તમારા, સુણી આવ્યા વહે-પારી. બજાર બહારનું બતાવવાના, કોડ ઘણેરા અમને; વળી જોવાનો લાભ થાયે, કથન કથુ શું તમને. વાત સુણી ભાનુમતિ ફુલી, આપ વડાઈ વખાણે; મારા ધણીના નામ ઉપર, લોક મોજ બહુ માણે. નવ ખંડમાં નામ નર પર્તી; છત્રપતી છે પુરા; મ્હારા પગલે લીલા-લ્હેર છે, કેમ રહેરે અધુરા. રૂકિમ-જાંબુ-સતભામા કાલિંદીને રવી સુતા; મિત્ર વંદા સત્યા ભદ્રા-લક્ષમણાએ અષ્ટા. સમજી મનમાં વાત વધારી, ભાનુમતિ ફુલાઇ; કહે રૂકિમણિ જોવા માટે, આજ્ઞા લ્યો તમ રાય. ભાનુમતિ કહે શું પુછવું છે ! પતિની આજ્ઞા કેવી; અમારી આજ્ઞા પતિ માગે, રીત અમારી એવી. આપણ શું પતિની ઓશિ-આળી ! એ આવીને પુછે ! વણ પુછે જો કામ કરે તો, ખુંટી કાઢું સુછે ! આપણુ તો ઘરની શેઠાણી, એ આવીને માગે ! ઉં હું કરતાં રાંક બનીને, આવી પાયે લાગે. માટે આપણ શાને નમિયે. વશ વરતે છે દહાડી, પુછયા વિના કામ કરે તો, નાખુ ધુળજ કાઢી. રૂકિમણી કહે વારૂ બાઈ, છત્રપતિ તે સાંખે; અમો પ્રભુને કહેવા જઇયે, ખાલ ઉતારી નાખે. ભાનુમતિ કહે તમે ડરેલાં, શું કરી નાખે નાથ; કદાપી જો કરે ટુંકારો. દેખાડી દઇએ હાથ. પ્રભુ પતિન સૌ મનમાં સમજી, બોલે શું આ ગોરી; પતિ તે તુછકારી કાઢે, એજ કપુતની છોડી. રૂકિમણી કહે ભાગ્ય ભલેરાં, ઘરમાં ચલણ ચાલે; ભાનુમતિ કહે કેમ સામીજી, પતિથી પત્ર ન હાલે. એમ કહીને વસ્ત્ર પહેરીયાં, સૌ કૌરવની નાર; બણીઠણી બાહેર નીકળી, જાવાને બજાર. ખટ મંત્રી કેરી ખટ નારી, ચાલી સરવે સાથ; ગમ્મત કરતી વાટે ચાલે, તાળી લેતી હાથ. એવે આવ્યો દરવાજે ને, જળહળ જોયું બજાર. ભાનુમતિ ચમકીને બોલી, જુઓ રૂકિમણી નાર. મંડાણી મુજ ધણીને નામે, રૂકમણી કહે મંડાણી; ઠઠ્ઠો કરતી પ્રભુની રાણી, તેમ ફુલે અહંકારી. શંખણી તે સમજે ન કાંઈ, આપ મતિમાં પુરી; ભલે ભલે સુણી ભવ બોલે, સુધારા સુધરેથી. બજાર જોતાં જોતાં ચાલ્યાં, ગયાં ગટો-રગછ પાસે; સુંદર શણગારો ને વસ્ત્રો, માયાવી ઉજાશે. કહે રૂકિમણી

અહો ભાનું ! તમ લાયક શણગારો; વસ્ત્રો પણ લાવ્યા વ્હેપારી, મોહ્યા જીવ અવાસે મારો. એવે દુરયોધનની રાણી, ગટોરગછને પુછે; આ વસ્ત્રો શણગારો ધરીયા, કિંમત તેની શું છે. ગટોરગચ્છે વાણી ફેરવી, દુર હમારો દેશ; ત્યાંની સ્રીઓ ઇચ્છે છે આ દેશ કૃત પહેરવેશ. માટે મુલ નથી કંઇ કરવું, હોય લેવું તો આવો; પહેરેલાં ઉતારી મુકો, મનેચ્છ પહેરી જાઓ, કહે ભાનુમતિ હો રૂકિમણી; વ્હેપારી છે અંધ; હલકુ આપી ભારે લઇએ, મચાવી જઇએ ધંધ. ઉંચા સોના ભારે જણશો, મોતી માલ છે ભારે; જોગ મળે નહી આવો, કયાંઈ વ્હેપારી તોહારે. સતભામા કહે નક્કો ઉઘાડો, ભુલે તેના ભોગ; ભાનુમતિ કહે સર્વે ચાલો, મળયો શુકનનો જોગ. પ્રભુ પ્રમદા કહે પ્રભુ નહારા, બદલીને કયાં જઇએ; નક્કો બક્કો કાંઈ નવ જાણે, અતિ મમતિ લહીએ ભાનુમતિ કહે ભોગ ભવિપના, પોતે અંદર પેઠી; નવાં વસ્ત્રો બદલવાને, દુકાનમાં જઈ બેઠી. ગટોરગછ કહે બધું બદલજો, રહે ન મુજને વ્હેમ; ભાનુમતિ કહે નથી ગાંડાં, ભુલીશું હું તેમ કેમ. એવું બોલી બદલી લીધાં, વસ્ત્રો ને શણગાર; વીંટી વાલની વાળી સુદ્ધાં, બદલી આવ્યાં બહાર. ભાનુમતિ કહે હો જાંબુવતિ, હવે જણાઉં કેવી; સતભામા કહે મણા ન કાંઈ, દીસો લક્ષ્મી જેવી. વાતો કરતાં આવ્યાં સર્વે, નગ્રે આનંદ ભેર; કૃષ્ન પ્રભુની પતિનઓ તે, ગઇ પોતાને ઘેર. સમાચાર શ્રી કૃષ્ને પુછયા, સત્યભામા કહે સાર; બદલી પહેર્યાં સર્વે સ્રીએ, વસ્ત્ર અને શણગાર. તમે બીજાઓ માટે અટકયાં, મન લોભાયું મારૂં ઇંદ્રાણી જેવી થઈ ચાલી. ભાનુમતિની મતિ પરવારૂ, બણી ઠણી ગઇ ઘેરરે, દાસ છગન કહે જાનીવાસે હવે બની શી પેરરે.

---

## કડવું ૪૩ મું

---

રાગ સ્વયંવરનો—આવી આવી ભાનુમતિનાર, જાનીવાશેરે; મન ફુલતી હર્ષ અપાર, સ્વામી પાસેરે. છત્રપતી કહે હો નાર, પડે વ્હેમ અમનેરે; દીસે ઇંદ્રાણી શું થાય, શું કહું તમનેરે. કહે ભાનુમતિ હો નાથ, શું કહું તમનેરે; જુઓ આ મારા શણગાર, ગમ્યા જે અમનેરે. તમ જેવા ઉંધા વહેપાર શું કહું તમનેરે; નથી કરતાં અમે લગાર. ગજ અશ્વ વહોર્યે શો બીજા, નથી અક્કલ કોડી એક, ગમ્યા નહી અમનેરે. જુઓ અમે કર્યો જે ખેલ. અમે વાહ્યા વહેપારી આજ ધન્ય દો અમનેરે. કહે નૃપ હો મામા આજ, ભાનુ પાકીરે. શકુની

કહે મામી વિશેષ, કાંઈ ન બાકીરે. એમ કીધાં ઘણાં વખાણ, ભાનુ કુલાઇરે; ગઇ સઉ સ્રી નિજ અવાસ, હરખ મન લાવીરે. વલણ–સઉ સ્રી ગઈ અવાસમાં, બેઠો દીનમણી મેરરે; સુણો સહુ છગન કહે, ત્યા કેવી થઇ પેરરે.

## કડવું ૪૪ મું.

કુંડળીયાની રાહ—બેઠો દિનમણી મેર, શેર સહુ વાતે થાતા; દરવાજા કીધ બંધ, નગરના કો નવ જાતા; રાત ગઈ દોઢ પ્હોર. ચતુરે વાત વીચારી, સુતી સઉ ત્યાં જન: ખરેખર ઉંઘ ભરાણી. સંકેલીને સર્વ ગયો તે નિજ અવાશે. કાકીના શણગાર ઘરેણાં મેલ્યાં પાશે. આભો થયો અભિમાન. કૃત્ય જોઈ હસવા લાગ્યો, ખરો ચતુર તું ભ્રાત. સંદેહ મનનો ભાગ્યો, ભેગા કર્યું ભોજન: હસિ હસિ પેટજ દુખ્યું, એવે ગઈ મધરાત. ઘટોત્કચ મન શું સુઝ્યું! કાકીપર છે હેત; બેત બનાવી રૂડાનું, સાંભળો વીરા વાત; ઘડીએ બાહેર જાઉં, કરી ગમત એક પ્હોર પછી હું અહીંયાં આવું; કાકીપર છે હેત વૃત્ત તેનો તે કરીએ; દિર્ધા જે જે અંગ તેહ તો પાછી હરીએ. કાલે જુદો નુકતો જુદી કરવી પેર; ગમન કરી ગાંડા કરી કન્યા હરિ થવું શેર.

## કડવું ૪૫ મું.

રાગ સાકી—જાગ્યો જુલમી જોર જોરાવર, આવ્યો ભવનની બ્હાર; આસન વાળી ધ્યાન ધરીને, મંત્ર જપ્યો તે ઠાર. જાગ્યો. ટેક ૧ કેશ મસ્તક છુટા મુકી, ધુણાવ્યું છે શીર; માથુ ધુણતાં માયાવીની માયા વધી અપાર. જાગ્યો. કાકી મામી જાદરાણી સૌ, નિરાંતવિ થઈ સુતી; આનંદ ગમ્મત કરતી કરતી, લાગી ઉંઘ ભલુતિ. જાગ્યો. લસલસાટ સૌ સ્રીજન ઉંઘે, જાનૈયા પણ ઉંઘે; પરજાન કેરાં જન સૌ નિજસ્થળ, સુવા જવા વળુંધે. જાગ્યો. સમય સરખો જોઇ સહોદર, નિજ માયા વિસ્તારે; ચોળી ચણીયા ચીર સહુનાં, લોપ કર્યાં તે ઠાર. જાગ્યો. શણગાર સર્વે રહેવા દીધા, માયા રચી માયાવી; જંતુ કીધા જુજવા, જે મન આવ્યા ભાવી. જાગ્યો. ચાકળાણો ચીતાકોની, કાળા નાગ કહ્યાંના; સાંકળાંના સાપ બનાવ્યા, કર્ણ ખજુ દામણીના. જાગ્યો. મોતીના મંકોડા કીધા, ચટકા ચામડી ભરતા; કાનખજુરા ફરે શરીરે,

સાપ ફુફાડા કરતા. જાગ્યો. વંદા કીધા વાળી કેશ, પાંદડીના કીધ વીંછી; કીડીયાં મોતી કીડી થઇને, છીંકાવી નારિયો છીંછી. જાગ્યો. ચુડીયો કેરી ચંદન ઘોયો, તુસીઓની થઈ તનશો કાળીગાંઠીની કાળી નાગણો, આયાતીને મન સૌ. જાગ્યો. સળવળ સળવળ થાય શરીરે, જાત જાગી ભય ભાળી; વસ્ત્ર શરિરે ન મળે કોને, જોઇ બીધી બહુ બાળી. જાગ્યો. હાથે પગે સાપો બાઝેલા, બીહામણા જે જંતુ; કાકી મામી સહ સૌ નારી, ગભરાઈ વદે અવદંતુ. જાગ્યો. પોકે પોક મુકીને રોતી. કોલાહલ બહુ કરતી; સુણી જાગ્યું નગરજન સૌ, બહાર આવ્યા થઇ ભરતી. જાગ્યો. રામ જાગ્યા કૃષ્ણ જાગ્યા, કહે આ શાજ તમાસા; વહેવાઇએ ત્રગોાણું કીધું, જાનૈયા મળ્યા ખાસા. જાગ્યો. ચાલો સર્વે જોવા જઇએ, કરીએ કાંઈ તપાસ; સર્વે જણ જોવાને આવ્યું, આવ્યા શ્રી અવિનાશ. જાગ્યો. અંધ સુત પણ જોવા આવ્યો, શું છે શું છે પુછે: કેમ કેમ બાર ઉઘાડો નહિને, કારણ શુંજ થયું છે. જાગ્યો. કેમ કોઇ જવાબજ ન દ્યો. થંન થંન થંન થંન નાચો: શું સર્વેને ભુતજ વળગ્યાં, શોર થાય અતિ સાચો. જાગ્યો. સાંત થાય તે સહીંનાં જાણે, બહારનાંને મન બોડું; શોરા શોર સૌ કરવા લાગ્યા, ભેદ લીધો થઇ ભેદુ. જાગ્યો. ભેદુ થઇને ભેદ લીધો. ખોલ્યું ખડકી દ્વારરે; તે તમાસો વર્ણવું. દાસ છગન આ ઠારરે.

## કડવું ૪૬ મું.

રાગ—ચાલી વૈશ પાવન ન્યારી. સુણો જનમેજય બલિહારી: રામ કૃષ્ણ ને દુર્યોધન, બાહાર મળ્યા છે સરવે જન. નારી લાજ તજીને કુદે, દુઃખ દુશ્મને કીધું ઉદે; જાણે વ્યંતરી ભુત જોગણી, નાચે કુદે બરાડે મુઝાણી. બાપના બાપને પોકારે, નવ આવશો કો આ ઠારે. વસ્ત્ર નથી અમારી હારે, દીપ લાવશો નવ આ ઠારે. પગે વિંટાયા છે સાપ, દુખે વીંછીનું ડંખ અમાપ. વળી કીડીયારૂ ઉભરાયુ, તેથી નાક ને કાન પુરાયું; છુટે કેશે કુદે સઘળીયો, જાણે કો દીસે ભુતડીયો; ચાર ઘડી રમખાણ ચાલ્યું, શોક સાગર સૌને ચાલ્યું. ત્રાહ્ય ત્રાહ્ય કરે સહુ નારી, થઇ જોયા તણી બલીહારી; કંઠેપરથી ખસી પડે સાપ, નથી પગ ભાન વળગ્યા બાપ. જેમ જેમ જાગી તેમ નાશી, કડલાં કાંબીનું રૂપ જોઈ ભાગી; કંઠપરથી સરી પડે નાગ, તેહ ઉઠી કરે નાસ ભાગ. વળી પગ હાથ કે જુએ કાને, ત્યાંતો વિંછી ખજુરાનું ભાને; હાય બાપ કરતી ભાગે, તેની ઠેસે સુતેલી જાગે.

વળી તેને પણ છે તેવું, સાપ વિંછી ખજુ છે એવું; એનું વર્ણન કઈ પેર કરીયે, શ્રોતાજન હયો સમજી અહીંયે. જાણે જાદુગરનો ખેલ, સાપ વિંછી ખજુનો ન મેળ; થઈ આટલી હોહા જ્યારે, ઉઠી લાડકવાઇ ત્યારે. તેને પણ ત્યાં જેવું, પુછે દુર્યોધન ત્યાં કેવું: અરે વ્હાલી તું બોલે ન કેમ, કહેને કરીયે હવે અમો એમ. બોલી ભુતડી સુત ભરાઈ, ભય ભાળી બની ગભરાઈ. અંગ ઉપાંગ પન્નગ ભાળે, કર્ણ ખજુ મકોડા લ્હારે. અરે બધી બરાડા પાડો, કષ્ટ અપાર દુ:ખનો ખાડો. જ્યાં ત્યાં નિહાળીયે છીએ સાપ, નથી ઘરેણું અંગે લગાર. વળી વસ્ત્ર વિહોણાં દિસુ, નથી ઉપાય કે ઘીસુ પીસુ; થઇ આકળી બોલી આમ, લાવશો ન દીપક આ ઠામ. અકેકુ વસ્ત્ર અમને આપો, આપ અમાપ કષ્ટજ માપો; કહે કૃષ્ન કે માંડી ભવાઈ, કોઇ એક દેખાડો નવાઇ. ખેસ ખભેથી ફેંકયો તુર્ત, લાજ ઢાંકી કુદિ બહાર ધુર્ત; વંઢી બહાર આવી કે ન કાંઇ, વિંછુ સાપ ખજુરા ભવાઈ. કરી પ્રેરણા અંતરયામિ, માયાત્રિની માયા લોપ પામી; લાવ્યા લેમ્પ ને પેઠા કેમ્પ, આપ્યાં ઉપ વસ્ત્ર ધોતિયાં ખેસ. સર્વે પહેરી બેઠી છે અબળા, દીશે શ્રીપતિની સમ સબળા; વિંછુ સાપ થયા દીઠા લોપ, પડી ખસીયાણી સ્ત્રી સહુ ઝોક. એવે દરવાજો કૃષ્ણે ઉઘાડયો, દોટ મુકી દુર્યોધન ત્રાડયો: ભરૂર ભીંડ માંહ્ય ભરાઇ, સર્વ નિહાળે નિજ સ્ત્રી ત્વરાઇ. સર્વ સ્ત્રી વર્ગ જોતાં સરાઇ. એક રૂપ ને રંગ વરાઇ: શોધતાં સુરાબન પડતી કેને, બોલે દુર્યોધન પ્રાણ પ્યારી કહીને. મારી બાપુડી બોલને એવું, ચુડ કંકણ જોયા જેવું; તેહ સર્વ ગયું કયાં હરે. કહ્યાં કાંબીને આણુવટ ભારે. તમ હસ્ત રાંડેલા દીશે, કાને કોટે ન શેર કે સીશે: વળી વસ્ત્ર ગયાં કયાં અમુલાં, દીશે શ્રીપતિની શાં સમુળાં. ધોળા મુળા જેવાંજ સરાઇ, પુછે સૌ નિજ સ્ત્રીને ત્વરાઇ; આવો ખેલ બનાવ્યો કોણે, જાણે રંડાપો આવ્યો હોણે: સર્વે જોઇ જોઇનેજ હસે છે, નિજ નિજ નારીને પુછે છે: ત્યાંતો મશ્કરી કરતા ગોપાળ, રૂડો રંડાપો પણ માથે વાળ. સુણી રામ બબડતા એમ, કોણે બોલાવ્યો આવ્યો કેમ; જાવ ભાઈ તમે તો ઘેર, કરે મશ્કરી આંખે ઝેર; કહે કૃષ્ન કે જોશું તમાસો, ઘેર બેઠે આણ્યો છે ખાસો. જોશો વાત વહેવારે જગમાં, ન હોય તેહુ તમારી વગમાં; ખાસા વહેવાઇ આણ્યા ખોળી, નવા તમાસા નિત્યે હોળી. સાખી-કહે ભાનુમતિ મુજ પતિ, વાંકો દીન આપણો થયો; બદલાવી આભુષણ વસ્ત્રને, વહેપારી છેતરી ગયો. દુર્યોધન કે' ડાપણ બહુ તે થયો નફાનો પ્રેમ; ભાનુમતિ કહે જાનવર લાવી છેતરાયા તમે કેમ?! છાકોટો કોને નવ

કરશે, અમે અહિં નહી રહીએ; પરણાવી આવજો તમે પુત્રને, અમે અમારે જઇએ. દુર્યોધન કહે કહ્યું શું એમાં, કરો આવડી રીસ; જવાનું તો નામ ન દેશો, તું ખોળે હું શીષ. કહે ભાનુમતી સુણ રાયજી, નફટ કહું શું તમને; હોય રાખવાં તો આભુષણ, લાવી આપો અમને. દુર્યોધન કહે અહો પ્રભુજી! વેળા અમારી માપો; ઘર જઇને પહોચાડી દેશું, પોશાક શ્રીના આપો? બળભદ્ર કહે આપો વીર, માનો કહ્યું મોરાર; એકસો છ અંકે આપો, વસ્ત્ર અને શણગાર. કહ્યું માન્યું કૃષ્ણજીએ, હુંપદ માંડયું હંકારી: કર્તા હર્તા સઉમાં જેને, શાને રહે પછાડી. સૌ સૌને સ્થાને ગયાં, ગયો હિડીંબા તન, ભોંયરા વિષે? જઈ અભીમન્યુ જોડે કર્યું શયન. રાત્રી વિતી વહાણું વાયુ, ઉઠયો ભીમનો તન; અભિમન્યુને કહે આવું છું, ખેલ કરી ધન ધન. ભોંયરામાંથી બહાર નીકળ્યો, દુષ્ટ દમન નીશંક; માયાવી સૌ શાક બનાવી, થયો કાછીઓ રંક. ઘણા દૈતના મજુર કીધા, ધર્યા ગાંઠડા શાક; દ્વારીકાંના બજાર વીશે, ઉતાર્યા અથાગ. નવાં નવાં ને તાજાં સારાં, લોક શાક જોઇ પુછે; માયાવિ સૌ બજાર કરતાં, બમણું મુલ બતાવે. મોંઘુ દેખી સર્વે ભાગે, ઉભું રહે નહિ એક: ફરતા ફરતા ગીરધારીએ, જોયો સઉ વિવેક. જાનૈયાને માટે શાકજ, હરનિશ લાવે કૃષ્ન; ગટોરગછને દેખી ત્યાંતો, કૃષ્ને પુછયો પ્રશ્ન. સાચા કાછીયા સાચુ કહેજે, શાક તણો શો ભાવ; ગટોરગછ કહે જોઇએ તેવું: તેટલું લ્યો છે દાવ. પણ જો જો સતવાદી ભાણે, શાક જવા નવ પામે; લાજ લેવી લંપટ કેરી, કૃષ્ણ કહે રસ જામે. ગટોરગછ તો થયો ઉભો, શાક સૌ આપી દીધું; શાક બીજાં ને દામનાં, લઇને કારજ કીધું. કૃષ્ન પ્રભુ તો કોઈ દહાડો, રસોઈ પર નવ ભાળે: તેણે જાતે કારજ કીધું, પાસે રહી તે કાળે. માયાવી સૌ શાકજ જુદાં, ખાસ! વગાર્યાં તરતાં; તેલ સરસીયુ સરતુ જાયે, સ્વાદે ખાતાં મરતાં. સ્વાદ સૃષ્ટિનો ખેંચી મુકયો, ભુધરજી કયમ ભુલે; જાનૈયા સઉ જમવા આવ્યા, રાખ્યાં નન્હે ચુલે. સતવાદી જે ભીષ્મ આદી, આવ્યા'તા વર જાને; સાચું પીરસ્યુ શાક સર્વેને, ધન ધન કહી વખાણે. કારભારી સહસત ૫૬ કૌરવ, અને તેમની નારી; તે સઉને માયાવિ પિરસ્યું, શોભા વખાણુ ત્રીતારી: ભાંગ ને ગાંજા તમાકુ, સરવ ચઢાવી આવ્યા; ચકચુર થઇ જમવા બેઠા, લાડુ તો નવ ભાવ્યા. શાક પાક સઉ જોતાંવાંતજ, માયા મગજમાં વ્યાપી; ભજીયાં ને પંડોળાં કોહોળાં, ખાધાં માગી માગી. પાંચવાની પકવાન કરેલાં, વળી કઢેલાં દુધ; તે સઉ કૌરવ માગે નહિને, માગે ભજીયાં શુદ્ધ. પેટ ભરીને શાકજ ખાધાં, તળ્યાં તાવ્યાં

છમકાર્યાં; ઉપર પાણી પીતાં સઉનાં-પેટ ઠેઠ ડચકાર્યાં. વાહા રસોઈ સારી કીધી, આજ ચતુર રાંધનાર; હલધર કહે શ્રી કૃષ્ન હમારા શરમેં કીધું સાર. કૃષ્ન કહે કોનુ કરવુંતું? અમારા પણ વહેવાઇ; એટલે કુલ્યા કૌરવ સરવે, કરવા માંડયા સરસાઇ. એક અવાજે સર્વ વખાણે, વાહ! કૃષ્ણજી વરવી; રશોઇયા તમ જેવા અમ ઘર, હોય તો સ્વાદે સરવા. કહે દુરયોધન અહો મામા! રસોઈ સુંદર શ્યામ? આપણે ઘેર તો લેઈ ચાલો, ગુણવંતો ગુલામ. અર્ધાઅંધ ફાવે તે બોલે, શાક ગળાગળ ખાધું; ભજીયાં પતરવેલીયાં, સરવે કચ્ચર ખાધું; જમી રહી મુખવાસ લેઈ, વાહ! વાહ! વખાણ કરતા; જાનીવાસે સરવે આવ્યા, આનંદે હરતા ફરતા. હરતા ફરતા મશ્કરી કરતા, મદમાતા મકલાતા; ગંજીફો સોગઠાં બાજી રમતાં, જાદવણી મન તાતા. * એવામાં તો પડી રાત્રીને, ઠામે બેઠો મેર; દરવાજા સઉ બંધ પુરીના, સુતા સરવે ઠેર. એવે તો મધરાત્રી થઇને, ઉઠયો ભીમ કુમાર; આવી ભોંયરા બાહેર તેણે, તુર્ત જગાવ્યું સાર. વલણ-તુત જગાવ્યું તે વિધી, મધરાત્રીની માંહ્યરે; દાસ છગન કહે થાતું શું હવે ત્યાંયરે.

## કડવું ૪૭ મું.

રાગ—બોલ્યા વૈશમપાયન વાણી. સુણ જમેજય બુધ શાણી: તારા કાકા ગટોરગજી વાળી તેણે આખી જગતમાં જાણી. લોકો બ-ળીયા કાકા કહે છે પ્રાણી આસ એથી થરથરે છે: દરઘર પધારે એહ, કાચો પાકો જુએ છે તેહ. બ્રહ્માએ ઘડી ગમથી કાઢી કરે ફેર તેમાં તે ઠાર, લુલાં લંગડાં આંધળાં કરતો: શીળી બળીયાથી સઉ જન ડરતો; એવો કાકો તારો ત્રિભુવનજ ડોલાવે તે જાણે જુગજીવન. ઉઠી આવી બેઠો મેદાન છુટા કેશ મુકયા તે ઠામ; લટ હાલતાં હાલી મોયા શાક જમનારા અકળાયા. પેટ ચઢી આવ્યાં ગળાગળ કુલ્યું ભજીયું થયું તડાતડ; કઇને ગુડ ગુડ ગુડ ગુડ થાયે કૈને કળળળ કળળળ

* તાતા-તાતા- થૈ-તનમન નાચી રહ્યું છે હસે છે બોલે છે મશકરી કરે છે અને ૧૦૬ ની સરખી સયાણી વહુ વારૂઓ જમણના આનંદનાં અને તેના સ્વાદનાં વખાણ કરી રહી છે. જે પરમાત્માએ અંગુલિયે ગીરી તોળ્યો જેણે સુદામાનાં તાંદુલ સ્વાદીષ્ઠ કીધા તે કર્તા હર્તા પ્રભુની આ લીલા છે અને તેનાં નચાવ્યાં નાચીએ છીએ પાપ કર્મ શિવાયનું-બધું પરમાત્માજ કરાવે છે પાપકર્મ કરવાને મતિ પ્રેરતો નથી તે તો સ્વાર્થ રૂપી સેતાન કરે છે ને તેનું ફળ તે ભોગવે છે.

કચળી, કઇને મોઢે આવે મળચ કેને આંકડી ને કેને ડચ * જાયે કોઈની આંખો ઉંચી એમ જાનજ અકળાઈ ઉઠી, આવી આંકડી આંતરડાં દોહોવાયે કેને હોક હોક બહુ થાયે; બેઠા કેકતો ઓકવા હેઠા, કાઢે ખાધેલાં ખળખળ ખળખળ એઠા. જાન સર્વેનાં મળીયાં પાપ, એતો બોલાવે બાપના બાપ; કઇને આંતરડે આંકડી ભરાયે કેને શુળ ચુંક દમ થાયે. ખાંખાં ખુખુને થુના થપાકા, ઓકતાં કાઢે કચરમ ને સાપા; વળી વિંછી વંદાને ગરોળી કાન ખજુરા ખીસકોલી. ચામ ચીડીયાંને ચાકળાણ, મોઢે નીકળી તરફડે ઘરણ; દીવો સળગાવી કોઇ લાવે, ત્યાંતો જોવાનો ખેલ મચાવે. એમ હોહા થઇ બેઠામ જાની વાસો જાંદરણી જામ. પાડે પોકને થાય હોકા હોક તેથી જાગ્યું નગરનું લોક; જાગી જુગદીશ કહેવા લાગ્યા નિત્ય જાનૈયા દુશમન થઇ લાગ્યા; ચાલો કાળુ કરો એ સૌનું. કરો વહેલું વેવીશાળ વહુનું. ત્રાસ પામી પાડે પોક. હોકારે જાગ્યું ગામ લોક; વણ પૈસા તણોજ તમાશો સર્વ જોવા ગયા ખાસ. પ્રભુ આવ્યાને લોકને લાગ્યા, દોડયા બળદેવ તમાસા શા કહાવ્યા; નીત ઉઠી તોફાનની ટેવ તમો કૈરવ કરાવો હેવ. ÷ ઓરે વ્હેવાઈ ઉઘાડો દ્વાર, માંહ્ય બહાર કરે પોકાર પણ બારણાં કો ન ઉઘાડે ત્યાંતો ઓકા ઓકે આથડે. કે ઝાડે ફરાણા થાય, વ્હે બાકળા જ્યાં ત્યાં બેશી જાય; અરધો કરમ નીકળે બહાર અરધો લટકતો રહે તે ઠાર. હાથે ઝાલીને ખેંચી કાઢે, થાય લાંબોજ સર્પાકારે; ઓય બાપ કહીને નાસે, ત્રાસ્યા ત્રાસ્યા રહે નાવે પાસે. ચાર ઘડી સુઆ ઓકીને જીવ જંતુ નજર દેખીને; ત્રાશા નાશા અપરંપાર ઓકી પેટ દુખ્યું તે ઠાર. વળી આંત દેહોવાયાં જુદાં, એતો માયાવિનાં તાલ કુદાં; બળાત્કારે ઉઘાડયું દ્વાર, અંદર આવ્યા શ્રી કૃષ્ન મોરાર. દીવો લાવીને જ્યાં ત્યાં જુએ, નથી ઓકયું અદચુતો કશુંએ; કુહે કૃષ્ન શું આ ભવાઈ ખોટે ખોટા હોબાળા હવાઇ. ગયા બળદેવ વ્હેવાઈ પાસે, ભાઇ આજ પડયો શો ત્રાસે; કહે દુરયોધન વ્હેવાઇ, આજ પોકાર્યા બાપ સવાઇ. અમને તો થઇ ગઇ ઉલટી તેમાં સાપ વિંછી ઘોકુલટી. કહે બળદેવજીરે બતાવો મિથ્યા માંડી ભવાઇ, તમે તમારે કાલ સહવારે છાબ દઇ જાવ પરણી; ખસીયાણા પડિયા સૌ કૈરવ, આપસ કરે વિચાર. કૌતુક આતો જોવા જેવું ઓકી બન્યા ગુમાર; મામો કહે ભુખે જીવ જાયે રંધાવો આ ઠાર. રાત્રીએ ક્ષીપ્રા ઓરીને ઓકેલા સૌ ખાય; પછી સર્વે શયન કીધું ઉઠયા વ્હાણે વાય. અંતરધાન થઈને ચાલ્યા ભોંયરે શ્રી ગોપાળ. અભિમન્યુ સહ ગટોર-

* ડચ—ડચકારી—વાધણી—એડકી. ÷ હેવ—ટીખળ—મશ્કરી.

ગછને જગાડયા તે ઠાર; કૃષ્ન કહે કે વિવેક હોય તો છાબ કન્યાને આપો; ગટોરગછ કહે રીત બતાવો તેવો કરવો આપો. કૃષ્ન કહે કે ભાનુમતિનું રૂપ ધરીને જાવું, સાથે બીજી સખીઓ સાથે જાતાં ગાણુ ગાવું; વસ્ત્રાભુષણુ સાથ ભરેલી છાબ લેજે તું હાથે, વ્હેવાઈ વ્હેવાણો ગાયે તું જજે મંડપ માંયે. છાબ મુકી ત્યાં સર્વે બેસો કે આવે કન્યાય; છાબ લઇ ઘરમાં ધરી આવી ખોળે બેસે ત્યાંય. એ રીતિ છે છાબ કેરી બોલ્યો ભીમનો તન; કરશું વટ વહેવાર સઘળો ઓરે જુગજીવન. અંતર ધાન થયા પ્રભુ ત્યાંતો એમ કહી તે વાર, કે ઉઠયો માયાવી જબરો, છાબ દેવા જવા સારૂ. પ્રથમ તો પોતે ધર્યું ભાનુમતિનું રૂપ; એકસો છ બીજા દૈત્યની જાંદરણી અદભુદ; છાબ બનાવી વસ્ત્ર બનાવ્યાં કૃત્રિમ માયા જાળ, બણી ઠણીને સખીયો સાથે નીકળી ઘરથી બહાર. માયાવિને કો નવ દેખે ઉડે તે આકાશ; પલકમાં પાતાળે પેસે એનો શો વીશ્વાસ. રમઝમ રમઝમ ઠમ ઠમ કરતી સખીઓ સાથે જાય; મંડપમાં જઇ છાબ મુકી બેઠાં સર્વે ત્યાંય. ઘરમાંથી રેવંતી આવી હલધરની જે નારી, છપ્પન કોટી જાદવ ઘરૂણી ગાયે ગીત રસાવી. વ્હેવાણે વ્હેવાણો ગાયે, ત્યાં સુરેખા આવી છાબ લઈ ઘરમાં જઇ તે પછી ખોળામાંજ બેસારી. અરકલડાના બોલજ બોલ્યા, ત્યાંતો થઈ ગઇ પ્રીતી; ઝાલ કાનની કાઢી પહેરાવી સુરેખા તો રીઝી. એટલે ઉઠયાં સરવે સાથે ઘર જોવાને ચાલ્યાં, એક માલને બીજે ત્રીજે ચોથે પાંચમે ઘાલ્યાં. માયાવી કહે લાગજ સારો અહીંયાં દાવ સધાશે, અગાસી જોવા આવ્યા ધાબે કન્યા હરી આકાશે; ગયો ભોંયરે કન્યા મુકી ચેતાવ્યો અભિમન; તમે તમારે રહેજો સુખે હોંશાયારીથી મન. સુરેખા કલ્પાંત કરે છે તેને દીધો ત્રાસ, ચોકી પહેરે રાક્ષસ મુકયા સુણો અભિમન્યુ ખાસ. ઓ વીરા હું હવે જાઉં છું કન્યા હરી છે ખાસ; કન્યાની ત્યાં બુમો પડશે વર થાશે નિરાશ. માટે મારી ચિંતા તજજો હું નથી કાંઇ કાચો: આશા ભર્યો વર આવ્યો તે કન્યા વિણુ વળે પાછો. સુરેખા કહે જેઠ મારા રાક્ષસ લેતા જાવ; નહીતો એ મુજને ખાઇ જાશે તે વાતે અટકાવ. ગટોરગછ કહે ભાભી મારી ડાહ્યાં થઇને બેસો; આડું અવળું બોલ્યા વીના પતી પાસે રહેશો. એટલે એ તમને નહિ ખાયે આજ્ઞા મુજ નવ લોપે; વખત મળે કે આવીશ અહીંયાં કદિ ન થાશો કોપે. એવું કહીને બહાર નીકળીયો તે આકાશે ચઢીયો; શુદ્ધ સુરેખા રૂપ લઇને જઇ ધાબામાં પડીયો. પછી છાબ તો લોપજ કીધી લોપ થઇ સૈ નારી; તાલ મેલને તોડી નાખ્યો કીધું કૌતુક ભારી. બની બ્હાવરી

જદુકુળ નારી વ્હેવાણો કયાં ગઇયો; છાબ ઘરમાં જોવા ગઈ તો ગાંડી જેવી થઇ. આપસમાં સૌ કહેવા લાગ્યું આ તો સ્વપ્નું આવ્યું; કહે રેવંતી શાનું સપનું ગાયું ઓઢે ભાળ્યું. સુરેખ. ગઈ સાસુ જોડે મહેલ આપણો જોવા; લાવ જઇને તેડી લાવું સંશય સરવે ખોવા. ઓ લાડકડી ઓ સુરેખા! એમ કહીને દોડી; ઓ મા! ઓ મા! કરતી આવી, ભયવંતી તે છોડી. ચોથે માળે થયાં ભેગાં તેવી પડી તે બાઝી; હેઠે લાવી ગઈ સભામાં ત્યારે થઈ તે રાજી. પ્રભુ પ્રમદા સઉ પુછવા લાગી બહેબાકળી છું કેમ? ગટોરગછ કહે કાળજુ મારૂં ધડકે છે બહુ તેમ. સહુ કહે તુજ સાસુ કયાં ગઈ? કેવું બનીયું કામ; ગટોરગછ કહે ઉંચી ઉડી ચાલી ગઇ તે આમ. રૂપ જોઇને હું ગભરાઈ, બહીક ઘણેરી લાગી; ભય લાગે મુજને મરવાનો, હાડ જાય છે ભાગી. રેવંતિ તો રડવા લાગી આંસુ વહે ચોધાર; કરી પથારી સુરેખાને સુવાડી તે ઠાર. જોષ જોવા જોશી તેડાવ્યા ભુવા તેડાવ્યા ત્યાં તો; દોરા ચીઠી દાન દીધાં દોષ ઉતરવા જયાં ત્યાં. જતિ બોલાવી કણુ દેખાડયા, નજર ઉતારી બાંધી; દોડાદોડ ચાલી સઉ ઘરમાં કન્યા થાયે માંદી. જાણી જોઈ ગોલિસટાં ખાયે, જાણે દારૂણ દુઃખ; બળદેવજી ત્યાં દોડી આવ્યા જોઇ પામ્યા અસુખ. કર કપાળે દઇને બેઠા, આવ્યું વિઘન લગન; જેમ તેમ કરીને કરો સાજી વેદ જુગજીવન. એવામાં શ્રીકૃષ્ણ આવ્યા, સહેજ સ્વભાવે ત્યાંય; કન્યા જોઇને પાછા વળિયા ના આવ્યા તે ત્યાંય. એવું જોઈ સુરેખા બોલી, હલધર શું વચન; કૃશ્ન કાકા પાછા જાયે, મળવાનું છે મન. બળદેવજીએ હાક મારી, ભ્રાત પાછા વળજો; સુરેખાને ઉછંગ બેસારી, ટાઢી મીઠી કરજો. કૃષ્ન પ્રભુ કહે કામ અતી છે! તે હમણે નહીં આવું; રીસ ચઢાવી હલધર બોલ્યા, શું બોલે છે આવુ. તારાં છૈયાં મોટાં કીધાં, પહેલેથી અદયાપી; ખોળે ચઢાવી અમે રમાડયાં, ભુલી ગયો તે પાપી. મારી સુરેખા કાલી ઘેલી, નથી બેઠી તુજ ખોળે; આજ બેસવા મનડુ કીધું, તું ચઢયો ચકડોળે. અમે કર્યું તે છુટી પડીયું, નથી દીકરી સુખી તે દેખી તું ચાલ્યો જાયે, શું જાય ઉછંગ દુખી. એવું હલકુ વેણ સુણીને, ભુધર પાછા વળીયા; આવ્ય સુરેખા કહી બોલાવી ખોળે લઈ વાતે વળીયા. છાનું માનું કહ્યું કાનમાં. લઈશ ન મારૂં નામ; તારે કરવું હોય તે કરજે, બોલ્યા સુંદરશ્યામ. મ્હેર રાખવી મારા ઉપર, વચન ન મારૂં લોપે; કહે સુરેખા તમારી નારી, કેવા ચરણુ ચાંપે. કૃષ્ન કહે તારો ઘેર દહાડો, જે ફાવે તે કરજે; લાડકડો લાડેથી આવ્યો, બહીક ઘણેરી ધરજે. સારૂં કહીને ઉઠી સુરેખા, ઉછંગથી જેમ તેમ; સારૂં

થયું પીતાજી મુજને, નથી રહ્યો કાંઇ વ્હેમ. સૌ સૌને ઠામે સૌ જાઓ, લેશો નહિ મુજ નામ; થોડી વાર મને સુવા દયો, આવે મુજને હામ. રેવંતી કહે ઓ લાડકડી, શું ખાધા પર પ્રેમ; જરા કશું જો ખાવા માગે, લાગે મુજને ક્ષેમ. વલણ—ક્ષેમ લાગે ઓ લાડકડી, જે જોઇએ તે માગો; દાસ છગન કહે રેવંતી વિલપે, તોડી નાંખ્યો ધાગો.



## કડવું ૪૮ મું.

વૈશમપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજય રાય; વિસ્તારી તુજને સંભળાવું, સુરેખાહરણ મહીસાય. પછી સુરેખા બોલી ત્યાંતો, ખાવાનું શું ખાઉં; લાવી કુંચી મુજને આપો, ઓરડા જોવા જાઉં. તવ માતાને ઉલટ વ્યાપી કુંચી હાથે દીધી; ભર્યા ઓરડા પકવાન કેરા, મહી જઈ સાંકળ દીધી, ખુશી થયો તે જોઈ ગટોરગછ, રચી માયા તે ઠાર; દૈત પાંચસો બનાવીને, ભર્યા ટોપલા સાર. અદર્શ વિદ્યા ભણી ભણાવી, તેને કો નવ દેખે; હિડંબાવન જઇને તેના ઢગલા કર્યા અલેખે. હેડંબા સુભદ્રા બેઠાં, તે તો પુછે એમ; આ સઘળું તું કયાંથી લાવ્યો, મુજને આવે વ્હેમ. કહે સેવક કે દ્વારીકાથી તુમ સુતે પઠાવ્યું; વ્હેવાઈ સઘળા ખાય ખાસડું, ઢાંકયું તમારે આવ્યું, તાળી દઇને હસ્યાં બેઉ; દેરાણી જેઠાણી વાહ! દીકરા ગટોરગછ તું, વાત ખરી મેં જાણી. હરખ આણી બેઉ ત્યાં તો, હરખ ઘેલાં થાતાં; બળિભદ્રના ભોવન માંહે, રૂડાં ગીત ગવાતાં. બાર વાગ્યા દીવસ કેરા, દુર્યોધન તવ બોલ્યો; છાબ ભરી લઇ જઇને આપો, હાથ તમારે તે દયો. ભાનુમતિ સાથે સૌ રાણી, ઉઠયાં ઉલટ આણી; છાબ ભરી શણગાર સજીયા, ગાતાં હરખ ભરાણી. મંડપ માંહે ચાલી આવી, વ્હેવાણો બોલાવી; ભાનુમતિ મદમાતિ છાતી, ગાતાં રંગ રેળાવી. રેવંતી તવ ઘરમાં ગઇને, સુરેખાને કહે છે; જાવ બેટી સાસુ પાસે, લાવો છાબ ધરે તે. સુરેખા કહે હું નહિ જાઉં, થાય થયુંતું તેવું; બીક નથી મુજ ગઇ હૈયેથી, લાગે સંશય જેવું. રેવંતી કહે બ્હીશ ન બેટા, આતો સાસુ સાચી; હરખ ધરી હેડંબો દોડયો, જોવા પાકી કાચી. છાબ હતી તે ઘરમાં આપી, આવ્યો મંડપ માંહે; સાસુને ખોળે જઇ બેઠો, ભાનુ હરખે ત્યાંહે. રૂપાળી બહુ વહુને જાણી, હરખ ઘણેરો વ્યાપે; નથી જાણતી એ તો કન્યો, હૃદયા સરસી ચાંપે. વ્હાલ આવ્યું ગટોરગછને, સાસુ પ્રેમ બતાવું; વ્હાલાં અતી લાગોછો મુજને, કહીને અંગ દબાવ્યું. ભાણું તો ભાણુંવત બન ગઈ, બનગઈ

રાભી જેવી; હાડ સઘળાં ભાગી ગયાં તે, રીત લાડની હેવી. તર્યાં નેત્ર ને માથું ચઢીયું, બળ્યું કન્યાનું લાડ; ચીસ કારમી નાખી ભાણું, વારે શકુની નાર. કન્યાએ કર્યું તુજને લાડ, તેમાં શું ભાગ્યાં તુજ હાડ; એતો વહુ છે હલેતી, તેમાં કરી શી ફજેતી. કહીને ગોદો માર્યો ગાલ, વહુને ખોળે લીધી હાલ; મામીજી કહે વહુ શાણાં બહુ, સાસુમાં બે દાણા ન કહું. એમ કહીને આણી વહાલ; સુરેખા ચાંપી હૃદયા સાથ; આવ્યું હેત ગટોરગછ હાથ મામીજીને ભીડી બાથ. તમે સ્વભાવે છો સારાં, લાગો મને પ્રાણથી પ્યારાં; કહી દબાવી દાખી રીસ, મામીજીએ પાડી ચીસ. લોચન તો એનાં તરી ગયાં, હાડ ભાગીને ચુરો થયાં. સુરેખાએ મુકી મામી, હેતે દાબ્યામાં રાખી ન ખામી. પછી ભાનુ તો બોલી એમ, તમે બુમ તો પાડી કેમ; કહે મામીજી સુણો રાણી, એહ કન્યાની વાતજ જાણી. રાંક લક્ષમણો આપણો, તેનો વીચાર કરવો ખરો ! મુખ મરડીને બોલી ભાનુ, મન ગમતું નથી ને માન્યું. પાછાં જઈએ પરણાવ્યા વિણ, થઈએ દુશમન હલધર પ્રવિણ; માટે પરણાવી રીઝી ખીજી, ઘેર જઈને લાવીશું બીજી. બળ-તનયા તે બલ દાખે, મુજ પુત્રને મારી નાખે: એવી વાતો કરતી ચાલી, જાનીવાસે ગઇ કર ઝાલી. કહાવ્યું બળદેવે હવે આવ્યો, વાજતે ગાજતે વરઘોડો લાવો. ત્યારે બોલ્યો અંધ કુમાર, મામા વરને કરો તૈયાર; અંગ પીઠી ને શણગારો, કાઢો વરઘોડો અણ આગારો. વલણ-અણ આગારો રંગ જામે. મામે દીધ આજ્ઞાયરે.

## કડવું ૪૯ મું.

રાગ ધોળ—પીઠીનો લેહેકણી. પીઠી ચોળો પીઠી ચોળો પીઠી ચોળો પ્રીત આણીરે, ખુશી થાઓ ખુશી થાઓ પીતરાણીરે. કલેશ કંકાશ કજીયો સર્વ સિટાવોરે, વંશ વૃદ્ધિ થાશે પીતરાઈ વાળોરે; હવાં મળીને સર્વે આનંદ લઈએરે, વર રાજાને ગંગોદક દઈએરે. તેલ કુલેલને અત્તર અંગે ચોળેરે, ગીત ગાતી સુંદરી શરીયા ઘોચેરે. વર રાજાને હરખ અંગ ન માયરે, પૈનો બનવા પ્રીતે પરણવા જાયરે. ઉતાવળ તો કરવા આવ્યો રાયરે, ઝટપટ કાઢો વરને ઘોડો ખોટી થાયરે. ઓરે મામા ! સ્વભાવ ટાઢો તમારોરે, બાજઠપરથી વરને ચોકે ઉતારોરે; ઉના ટાઢા જળથી તો ઝટ નવરાવોરે, ત્યારે મામે ભોંય ઉતારી નવાડયોરે. વસ્ત્રાભુષણ દુર્યોધન તો લાવ્યોરે, ઝટ ઝટ પહેરાવી મામા જવાનો રાખો ખટકોરે. વર રાજાને ઝામો ચીરો ને પટકોરે

પહેરાવ્યા છે આછા અછાબા રાખી ચટકોરે. હીરા મોતી સુવર્ણ શણગાર સારારે, મોર મુગટને પંજા તે પુર રસાળારે. એવે આવ્યો અનુચર આંગણુ ઘોડો લાવ્યો; શણગારેલો તુરી તેવો વેડાં ગમન ભાવ્યો. દુર્યોધને કહ્યું કે વરને ઉપાડોરે, વાર ન કરશો ઝટપટ જોરે બહાર કાઢોરે, આ આવ્યો તે તુરંગ ઉપર ચઢાવોરે, જાનૈયા આ સર્વને રસ્તે પાડોરે. મામાયે તો વર ઉપાડી તોરી પર પઠાવ્યોરે, વર રાજા તો પૈના બનવા બની બેઠા ઠીકા ઠીકરે. રસ્તામાં સામી થઇ છે દશવીસ છીંકરે, દુર્યોધન કહે મામા શુકન કેવારે ! મામો કહે ઝટ પરણાવી દયો એવારે, અહો મામા તમારી બુદ્ધિ કુંડાળુરે. વરરાજાને ગાલે કરજો ટપકુ કાળુરે. લાડે કોડે પરણી આવે દૃષ્ટિ ન લાગે વારૂરે. સુણી એવું મામો જાની વાસે દોડેરે, ફાનસમાંની મેશ લઇને વરને મોઢે ચોળેરે. વરરાજાને શ્રીફળ આપ્યું હાથરે. મોડ ઘાલી માથે પાસે ઉભી એની માજરે. છત્રપતી કહે વરને મુખવાસ આપોરે, સૌ જાનૈયા સરઘસ વર લઈ ચાલોરે. વલણ—લઇ ચાલો વરરાયને કહે દુર્યોધન રાયરે, દાસ છગન કહે સાંભળો ઘોડલી રૂડી ગવાયરે.

## કડવું ૫૦ મું.

રાગ–ઘોડલી લેહકણી. હાની હોરે લક્ષ્મણજીની ઘોડલી, એ લય.
દુર્યોધને દીધી આજ્ઞા કે ગડગડીયાં નીશાન; છત્રીસ વાજાં વાગીયાંરે, ચતુર ચાલે કૈરવની જાન. લક્ષ્મણ જીની ઘોડલી. ૧ જાનૈયા રૂડા શોભતારે, સાબેલા રૂપવાન; સાજન કૈરવ શોભતુંરે, જાણે શોભા તે ઇંદ્ર સમાન. લક્ષ્મણ૦ અછકલો છત્રપતી હસ્તી ચઢયોરે, કુલી ફાળકો થાય નીચ જાત; જાંદરણી પાછળ શોભતીરે, ભાનુ વરરાજા કેરી માત. લક્ષ્મણ૦ મોડ મસ્તક પર લહેકતોરે, જેમાં મોતી ભર્યાં અતુલ; નામણ દીવો ગ્રહ્યો હાથમાંરે, ખભે ઘાટડી મોઘે મુલ. લક્ષ્મણ૦ નવાણું કૈરવની નારીયોરે, ચાલે ભાનુની સાથ; બાપ સરીખો બેટડોરે, કેવો શોભે લક્ષ્મણનો સાથ. લક્ષ્મણ૦ બાઘો ચકવો વર બન્યોરે, ડગડગ ડાફેર મારે; નગ્ર લોક જોઇ મુખજ મરડે, જાય પોતાને ઘેર. લક્ષ્મણ૦ જગતમાં મુજ જેવો નથીરે, એવું રાયજીને અભિમાન; સાજન સઘળું ચાલ્યું આવ્યું મન ધરતું ગુમાન. લક્ષ્મણ૦ વર તોરણ ઉતર્યોરે, પુંખવાની કરી પેર; રેવંતી આવી પુંખવારે, પહોંચ્યા વરના કોડ. લક્ષ્મણ૦ નામણ દીવો હાથમાંરે, માથે બત્રી ભમરીનો મોડ; ગર્ગાચાર્ય પુંખાવતારે, ધરી થાળ સામગ્રી જોડ. લક્ષ્મણ૦ ધુશળ

સુશળ રવૈચોરે, શરીચો સંપુટ ત્રાક; ઈંડી પીંડી ઉતારીનેરે, તારણ ટીલી લાંબે નાક, લક્ષમણ૦ ટીલુ કરી નાક આમળ્યુંરે, પાસે મામો રહ્યા જોઇ; અરે ! કર્યું શું રેવતીરે, અમે દીઠું ના કોઇ. લક્ષમણ૦ અમે તો દીઠું નહિ, ફરી આમળો નાક ! નકટ ભુંડા નાક મુકી, શું આવ્યો આ જાગ. લક્ષમણ૦ પછી વરને કેડ બસાડી, સભામાં ઉતાર્યો; બાજઠપર બેસારીને, સંસાર લ્હાવો સમાર્યો. લક્ષમણ૦ વલણ—સંસાર સારો છે નહિ, સમજી ચાલો લોકરે; દાસ છગન વિવેકથી, તરી ગયા અથોકરે.

## કડવું ૫૨ મું.

રાગ ચાલતો સાખી-બાજઠ વીષે પધરાવીયો, વરને તેણી વારરે; સભા રચના સારી કીધી, મધ્યે મંડપ ચારરે. સભા સ્થળ જે પુર્વ દીશા, બેઠા કૌરવ માત્ર; પશ્ચિમ દીશા સૌ જાદરણીની બેઠક શોભા પાત્ર ત્યાં બેઠી નારી સહુ, ઉત્તર દક્ષિણ ભાગ; જાદવને સઉ જાદવાણી ગીતા ગાય અથાગ. ગર્ગ અને કૃપ મુનિ તે, બેઠા મંડપ માંય; કન્યા ચુડો મોજડી, પાનેતર પહેરાવ્યાં ત્યાંય. મોડ મુકયો શીરપરે, કન્યાને શોભાવી; ગોત્રા ચારને સ્થાનથી, પ્રદુમ્નને ઉચકી આણી. પ્રદુમન બેઠો કન્યા પાસે, પ્રભુજી ભય મન લાવે; પુત્ર હશે પાસે તવલગ, કન્યાને ના ફાવે. એમ વીચારી પુરૂષ પુરાણી, સભામાં ઘાંટો કાઢે; પ્રદુમનને બોલાવીને, નીજ પાસે બેસારે. કન્યા પાસે દાસી બેસારી, સામગ્રી સઉ આપી; પ્રદુમન બેઠો સભામાંને, પટકુળ ધરીચું આપી. હસ્ત મેળાપ સમો થયો, વિપ્ર વચન અદાપ; વર કન્યાનો હાથ મેળવ્યો, ત્યાંતો આપોઆપ. કોમળ કર દેખી વરરાજા, ખુશી થયો તે વાર; મામો કહે છે હાથે નખ દેજે, કન્યાને આ ઠાર; કહે લક્ષમણો મામા મારા કન્યા બહુ રૂપાળી; મારા બાપ છે છત્રપતી પણ નથી એમની નારી. મિત્રોએ મને શીખવ્યો છે, નખ દેવાનો લાગ; કાચો તે કેમ હશે ભાણો, ચતુર ભાણેજ અથાગ. એમ કહીને પ્રેમ પ્રીતિ અતી દાખવવા લાગ્યો; કન્યાના કરપર નખ દીધો, કે સંશય તો ભાગ્યો. જાણ્યું કન્યાએ પ્રેમ કરે છે, તેતો આપણ કરીએ; ચોંચો પકડી વરનો હાથે, સંશય સઘળો હરીએ. કર દબાવ્યો રીસ કરીને નાંખ્યાં આંગળાં ભાગી; વરરાજા ચીસ પાડી ઉઠયો, ચીતમાં ચટપટ લાગી. વલણ-લાગી ચટપટ ચીતમાં, આંખેથી આંસુ વહે; દાસ છગન એ પ્રેમનો સ્વાદકો વીરલા લહે.

# કડવું પર મું.

રાગ ચોપાઇ—પ્રેમ કાયા-પ્રેમ માયા-પ્રેમની તો પરિસીમા; પ્રેમ માટે વળું ઘેલા સંસાર કેરી નથી સીમા. કોણ કહેશે પ્રેમનું ભાઇ રૂપ કેવું કેટલું ! માપમાં આવે નહિ અણુમાપ માયા તેટલું, પ્રેમ કરવો સ્હેલ છે પણ નિભાવવો મુશ્કેલ; પ્રેમ પ્યાલો જીરવે તે વીર ધીર કહેવો. તેવું પ્રેમ કરતાં થયું લક્ષ્મણને આવાસ; સાપ નિકળ્યો કોથળીથી-નખમાં મળીયો પાર. નખ દેતાં કન્યા કરે, પંઝો દાબ્યો રીસ; હાંડકાંના કકડા થયા, તેવી પાડી ચીસ. મુકાવો મામા મને, જીવ મારો જાય; મારે પરણવું છે નહિ, કન્યા મારી માય. કહે મામો કે બોલ કેવા, ગાંડા કાઢે મુખ; અક્કલ તારી કળી જાયે, મને ઉપજે દુઃખ. કન્યા કોમળ અંગનીરે, તેથી શું ડર ખાય; ક્ષત્રી થઇને રણમાં ઝુઝે, રૂધીર થકી ખરડાય. તે તું આમ ડરી જઈ કરે ઉઠવા મન; નખ દેતામાં પહોંચો દાબ્યો, કન્યાને ધન ધન. એમ કહી બેસારીયો સમજાવી વરરાય; હાડ ભાગ્યાં આંગડીનાં. તે દુઃખે રોવાય. તેથી દુઃખ મટાડવા, પ્રેમ લાવવા ઉર; ઘુંઘટ ઉઘાડી મુખ દેખાડયું, ચેત્યો લક્ષ્મણ શુર. ભાગી આંગળી ભુલ ગયો, પ્રેમ વધ્યો મનમાંય; કાન્તિ પુનમ ચંદ્રશી, જોઈ હસ્યો તે ત્યાંય. મા નહી મારી એહતો પરણું કરીને પ્યાર; મોજ ભોગવું મોકળી, એ મારી દીલદાર. સ્વાહા સ્વધા ચાલીરે, ગઇ મીનીટ બે ચાર; વળી ઉઘાડી મુખ દેખાડયું, ભય પેઠો તે ઠાર; ઉઠયો ઉભો પરણતો, કન્યા કાળી કલહાડી; મંજાર મુખી માંજરી, વળી દેખાયે બાડી. મામો ખીજ્યો મુરખને, કન્યા છે રૂપાળી તેને બાડી કહે શું જોઇ બળદેવની છે લાડી. બિલાડી તો માતા તારી નથી જેના ઢંગ; તું પણ તેનો છોકરો, માટે છું અડબંગ. વળી ત્રીજી વારનું, મુખ દેખે કન્યાય; ઝબકી ચોંકી બુમ મારે, કન્યા કુતરી કહાય. ખણી ચોંટી કુખમાં, તારી મા છે કુતરી; બેશ ફાડયા આ જગે, એતો કન્યા છે પરી. ચોથી વારનું મુખ ઉઘાડયું, ગધેડા શું સાર; ઉઠી ભાગ્યો આસન પરથી, નથી પરણવી નાર. મામે હાથ ખેંચોરે, ઠાંસો મારી તે ઘડી; તારી મા ગધાડીરે, કન્યા ઇંદ્રની પરી. પાંચમી વાર બેસાડયોરે, કન્યા તો દુઃખ દીયે; ઘુંઘટડો ખોલીરે રાક્ષસ મુખ પ્રત્યક્ષ કીયે. લક્ષ્મણો ચોંકયોરે, મામા ભારે ભુંડું થશે; આતો રાંડ રાક્ષસણીરે, મને તને ખાઇ જશે. ભાનુમતી આવીરે, પુત્રનાં આંસુ લુએ; ઘડીએક કષ્ટ વેઠીરે, હવે લેવું જોઇએ. મને છે જે વિત્યુંરે, તે તો મારૂં મન જાણે; નથી જોવું મામાજીરે, કન્યાનો

પક્ષ તાણે. ત્યારે શકુની કહેછેરે, ગોર ઉતાવળ કરો; કહો ના કહે પણ છોકરોરે, કાંઇક બીધો ખરો. વલણ—ખરો બીધો છોકરો, કહો શી કરીએ ભુલ; દાસ છગન જો બહુ કરો તો, કરીએ સરાવ્યા તુલ.

## કડવું ૫૩ મું.

રાગ સવૈયા—સરાવવું છે તે તો સહેલું, ખોબલે જળ ભરાય; કન્યા પરણે કોલ દે તે ખોટા કેમ થાય. ઓળો ગોળો ગોરે વાળી, ઝટપટ પુરૂં કીધું; વર કન્યાને કર્યાં ઉભાં, મંગળ ફરવા સીધું. રડતો રડતો વરતો ફરતો, કન્યા આંખો મીચે; પહેલું મંગળ ફરી રહ્યાં તો કન્યા વ્હેંતજ નીચે. બીજુ મંગળ ફરવા માંડયાં, ગાજે મંગળ શ્લોક; ફરી રહીને આસન આવ્યા, દિસે બરાબર નોક. ત્રીજું મંગળ ફરતાં ફરતાં વધી ગઈ કન્યાય; કજોડું તો દિસવા લાગ્યું, જાનૈયા વહેમાય. ચોથા મંગળની તૈયારી, કન્યા વધી એક હાથ; મા દીકરો જાણે હોય બેઠાં. એવો દીસે ઠાઠ. એવું દેખી હળધર કોપ્યા, ન હોય દીકરી મારી, કન્યા કેરૂં હરણ કીધું, આતો કપટી ભારી. હળ મુશળ લેવાને દોડયા, છેદું કન્યા શીષ; કૃષ્ણ પ્રભુએ સાન કીધી, ગટોરગછને તે દીસ. વિદાય થઈ જા તું તો તારે, નહી તો જાશે પ્રાણ; ગભરાતો ના હું છું પક્ષે, શું કરશે હેરાન. વા વંટોળની આંધી કીધી, વિજળીના ચમકારા; મંડપ સાથે વર લૈ ઉઠયો, અંતરીક્ષે ધમકારા. જાતાં જાતાં વચનજ બોલ્યો, સાંભળ અંધના સુત; સુરેખાને પરણી બેઠો તે તો અરજુન સુત. ત્રણ દીવસ તમને વિતાડયું, તે તો મારૂં કામ; ભીમસેનનો દિકરો હું, ગટોરગછ મુજ નામ. કન્યા લઈ નાશી નથી જાવું, છીએ ક્ષત્રી તંન; લઢવું હોય તો સર્વે આવો, બાગ તણે મેદાન. તેવું જોઇ દુરયોધન ત્રાશયો, સુતનો જીવડો જાશે; શત્રુને વશ આપણ પડીયા, જોવા જેવું થાશે. કાલાવાલા કરીને લાગ્યો, કરગરવાને દીન; ભત્રીજા મુજ ઘર ના ભાગીશ, હું છું તારો દિન. ગટોરગછે બગલમાંથી, વરને ફેંકી દીધો; તારી માને તું પરણજે, ફરી આવજે સીધો. સેવકોએ અદ્ધર ઝીલ્યો થર થર કુંવર કંપ્યો; દુર્યોધને ખોળે લઇને, હ્દયા સરસો ચાંપ્યો. ઓ બેટા શું શું દુઃખ પડીયું, બોલ્યો લક્ષમણ એમ; વારે વારે કહું મામાને તોય ન આવે વહેમ. ચાર જાતનાં રૂપ બતાવ્યાં, મામે જુઠું જાણ્યું; રડી રડીને ઘણું કહ્યું પણ તે મનમાં નવ આણ્યું. દુર્યોધન કે ધીક્ક મામા, વરસ પડયાં સઉ છુટી; મરમ કશો એ જાણ્યો નહિ ને છોરો માર્યો કુટી. શકુની કહે મારે શું છે ?

સુઓ વર બળી જાત; હું શું વાંકો વળીને જોઉં, સુખ કન્યાનું તાન. *
એટલામાં ઘરમાં જઈ આવ્યા, હલધર લઈ હથીઆર; જુએ તો
કન્યાએ છે નહી આભા બન્યા તે ઠાર. અંધસુત કહે સંશય શાનો
એતો ભીમનો સુત; સુરેખાને પરણી બેઠો, અરજુન કેરો પુત. કન્યા
કેરૂં સ્વરૂપ લઇને ગટોરગછ તો બેઠો; હાથી ઘોડા ઘરેણું આપ્યું, લુટી
ખુબ અબેટયો. નહે પાંડવ જ્યાં ત્યાં અમને, એતો તેની નેમ: બળ-
દેવ બોલ્યા કૃષ્ન વીરા-એ કીધું છે. તેમ ભગિનિ આપી પેધા પાડયા,
સ્વાદ ચાખ્યો ભીમે, સહદેવ આવ્યો તોબા કરાવી, અભિમન્યુ શર-
ણના નીમ, આજે આવ્યો પુત્ર ભીમનો, કર્યું કન્યા હરણ; હવે તેનું
કેમ કરવું ? અહો અશરણા શરણ, કૃષ્ન કહે કે શું કરવું તું ! જેમ
તમારી મરજી ! યુદ્ધે ચડવા બળદેવે ત્યાં હુકમ આપ્યો ગર્જી. કહે
દુર્યોધન ભીષ્મ દાદા ! વાગ્યો આરો આંક; કન્યા લીધી લક્ષમણાની,
હવે કોનો વાંક ! તમારૂંએ માન ન રાખ્યું દ્રોણ દ્રોણવત દાખ્યા:
સજા એમને કેમ ન કરવી ? વચન રાયે ભાખ્યાં; દ્રોણ કહે કે વાંક
એમનો, સર્વ તત્પર થાઓ; રણસંગ્રામ રચો આ વેળા, શુરા સજ
સઉ થાઓ ! કૃષ્ન ગયા નિજ વસ્ત્ર પહેરવા, સઉ સઉને આવાસરે.
દ્રોણ કૃપને અશ્વત્થામા, વિચારે તે પાસરે. વલણ—વિચાર કરતાં
ચાર જણ, દ્રોણ કૃપને ભીષ્મરે: તથા અશ્વત્થામા સાથે બેઠા, માન
પાનના તૃષ્નરે.

## કડવું ૫૪ મું.

માન પાનના ભુખ્યા, તે તો નિસ્પક્ષે બોલે: દ્રોણ કહે શું કરવું
દાદા, છોરા ન્યાય ન તોળે. ભીષ્મ કહે કે ન્યાય જુઓ તો, નથી
એમનો વાંક; પ્રથમ કન્યા અભિમન્યુની, એ બળદેવનો વાંક. બળદેવે
નો ગાંડાઇ કીધી. પણ દુરયોધન ભુલ્યો: કુંદુબીની કન્યા લીધી,
વડા વાંકમાં ડુલ્યો. આરતીયો તો હોય આંધળો, પણ કબુલનાર તે
કેવો ! અભિમન્યુએ કન્યા લીધી, બહાદુર તેને કહેવો. કૃપાચાર્ય કે'
લોકો બોલે, પરણાવ્યા વિણ રહ્યા; જગત રીતી એ લાજે જાનૈયા,
શા ભાર તમારા રહ્યા. કહેણી થાશે આપણે માથે, વિચારો તે આજ;
ભીષ્મ કહે કે અભિમન્યુ પણ, આપણું છોકરૂં ખાસ. આપણું રહીને
મરનું પરણે, તો જગતે ગઇ લાજ; પણ આતો છે માંહો માંહે, માટે

* નીમ—નીયમ શરણ રાખેલાને ન તજવું એવાં આશ્વાસન માટે લડાઇ
વહોરી ૩।। વજ્ર ભેગાં કરાવ્યાં.

ગઈ નહીં લાજ. ઠાલા પાછા નથી જતા કે છે જાનને લાજ; પરણાવીને રંગે જઇએ સત્ય કહોછો આજ. પણ અંધા હૈયાના ફુટા, આવી આપણ વળગે; ત્યારે આપણે કેમ કરવું? કહો ભીષ્મજી અળગે. ભીષ્મ કહે કે સહુની સાથે યુદ્ધમાં આપણ જાવું; સામા મોરચા બાંધ્યા પછી, આપણે નીકળી જાવું. વળી એક બીજુ કરવાનું કૃષ્ન અને બળદેવ: જતા યુદ્ધમાં અટકાવીને પાસ રાખવા એમ. છોકરાંની લડાઈ માંહે, આપણ યુદ્ધ ન શોભું; કાંઠે બેઠા જુઓ તમાસા, નહી તો હું નવ થોભું. નાનાં છોકરાં લઢે તેમાં, આપણું નહિ કામ; જાદવ કૌરવ નથી ઓછા, કરવા ઘો સંગ્રામ. નથી છોકરાં હારે એવાં, લઢશે શુરભરી રીતે; જુઓ તમાસા આપણ બેઠા, વર્તવું એ રીતે. છતાં કૃષ્ન બળદેવ જાયે, રહે નહીં તે ઝાલ્યા; તો પુત્રોની પક્ષે આપણ, ચારે જણનો ચાલ્યા. એ રીતે ને સાતીયા કેરી. સત્ય સભા સનચેણ: એક નિશ્ચય કરી દેઇ બેઠા સર્વે નેણ. દુરયોધન લશકરમાં ઘુમે, યાદવ સજીયાં શસ્ત્ર; હવે માંડયો સૈને ઉડયો, ગટોરગચ્છ વિણુ અસ્ત્ર.

# કડવું ૫૫ મું.

ગીતી—માયાવીને જાણી જાનાં, ઉડયો માંડવો લઇને; અશોક બાગમાં વાવડી માથે રોપી દીધો જઇને. અંદર જઇ આવકાર દઇને, ભોજાઇને બોલાવ્યાં; બોયરા બાહેર મંડપ દેખી, ખુશ ઘણેરાં કહાવ્યાં. ગટોરગચ્છે કૃત્રિમ માયા, વિસ્તારી તે ઠાર: પાંચસે જાંદરણી કીધી, પુરૂષ પાંચસે સાર, સભા કરીને તે બેઠા કે, નારદને બોલાવ્યા; ઘર વીશેથી ગીરધારીએ જે આપ્યું તે લાવ્યા. સામગ્રી સહુ પરણેતરની, કંકુ પડોને ચુડો: પાનેતર મીંઢળ નાડાછડીને પાન ચુનો છે રૂડો. શ્રીફળ ફોફળ કમળ કાકડી, આદી સહુ શોભાગ; તુરત નીકળ્યું ઓળીમાંથી, જેહ કૃપા મહાભાગ. કૃષ્ન કહે કે મંગળ મંગળ હું તો દાન દઉછું; વર કન્યા પરણાવો સુખે, એવું તમને કહુંછું. પછી નારદ ગયા બાગમાં, શોર કરે કન્યાય; નારદજીને નજરે દેખી, રડવા લાગી ત્યાંય. ઓરે મારા નારદ કાકા! કહેજો જઇને કરણી; નવો વરતો રહી ગયો ને જુનો જાય છે પરણી. તે જોઇને દઈત્યો કોપ્યા, હોકારો કીધ ત્યાંય; કરી કોળીઓ જઇએ તુને તોડયું વચન તે જ્યાંય. સુરેખા થર થરતી બોલી, હવે ન બોલુ વેણ; આ વેળા જાવાદે સુજને પહોચે મારૂં કહેણ. નારદ કહે કે એ વર સારો, બેસ એની જોડે; પરણાવી

દઉ એક પલકમાં, કૃષ્ણ વચન કરૂં કોડે. વલણ—કૃષ્ણ વચનથી વીવા મેળુ, કારજ સર્વે એનું; દાસ છગન કહે મારૂં તારૂં પરણાવીદે એવું.

## કડવું ૫૬ મું.

રાગ સાહેલો—ત્યાંતો સમે વરતે સઉ થાય, શોભા ઘણેરીરે; સારા સારા ઉપદેશ અપાય. શોભા૦ એવે રાક્ષણીઓ ગીત ગાય. શોભા૦ ત્યાંતો હસ્ત મેળાપક થાય. શોભા૦ ત્યાંતો પહેલું મંગળ વરતાય. શોભા૦ ત્યાંતો ગાયોનાં દાન અપાય. શોભા૦ દાન આપેછે શ્રી કૃષ્ન શોભા૦ દાન લેછે અભિમન્યુ તૃષ્ણ શોભા૦ ત્યાંતો બીજુ મંગળ વરતાય. શોભા૦ ત્યાંતો દાસનાં દાન અપાય. શોભા૦ ત્યાંતો ત્રીજુ મંગળ વરતાય. શોભા૦ ત્યાંતો ભુમીનાં દાન અપાય. શોભા૦ ચોરી ચોથુ મંગળ વરતાય. શોભા૦ તેમાં ધન ભંડાર દાન અપાય. શોભા૦ પછી ગોત્રો ચારજ થાય. શોભા૦ ત્યાંતો આસા પાસાજ રમાય. શોભા૦ અભિમન્યુ કૃપિઆ જીતી જાય. શોભા૦ લાગ્યાં વર કન્યા ગોત્રજ પાય. શોભા૦ વલણ—પાય લાગ્યાં ગોત્રજને, પરણી રહ્યાં વર કન્યાયરે; દાસ છગન પ્રભુ દાન દીધું, નેહ યુદ્ધ પળાયરે.

## કડવું ૫૭ મું.

રાગ દેશાખ—એણી રીને કહે રૂષિવર, વૈશમપાયન સુન્યરે; ભાવ ધરી સુણે જન્મેજય, * પાદે વાધે પુન્યરે. સુરેખા હરણનો મહીમા, કૃષ્ન તણું કીરતન; ગાંડી ઘેલી ભક્તિ કરતાં, રાધે શ્યામ પ્રસન્ન. કૃષ્ન પ્રભુ તઇયાર થઇને, હાથ લીધાં હથિયાર; કૃતાંત સરીખો ક્રોધ જાણવિ, નીકળ્યા ઘરથી બહાર. એક લાખને સાઠ સહસ્ત્ર વળી એકાશી પુત્ર; હલધર હલ મુશલ લઇ આવ્યા, કૈરવ શતનું સુત્ર. છપન કોટી જાદવ સર્વે, કૈરવદળ અગીઆર ક્ષોણી, છ કારભારી સાથે ત્યાંતો આયુધ લીધા કોળી. ઘાવ દદામે દીધા ત્યાંતો, થઇ રહિ સોરાસોર; પણે કન્યા પરણી રહી તે નારદ બોલ્યા બોલ. લાવો કુંવર હવે અમને આપો દક્ષીણા દાન; ગટોરગછ કહે હો રૂષીજી, લેવાય તેટલું લેજો. એકસો આઠ નારીનાં વસ્ત્રો, શણગારો છે ભોંયરે; નગદ નાણું ભરેલું તે અરપણ કરીએ તમને. નારદ આશીષ દઇને, થયાજ

* પાકે એક એક શ્લોકનું ચરણ સાંભળતાં પુન્ય વધે અને પાપ રૂપી બ્રહ્મહત્યા જાય.

અંતર ધ્યાન; પછી ગયા છે ભોંયરે, પાંડવના સંતાન. કન્યાને ત્યાં બેસારીને રાક્ષસ ચોકી મુકી; યુદ્ધ જવા તૈયારી કીધી, કન્યા બોલી ઢુકી. જાવ તમે બે ભાઇ યુદ્ધ માંહે, મને ગમે નહીં અહિંયાં; સરખા સરખી હોય સાહેલી, તો તો ગમત કરીએ. માયાવીને વારજ શાની સાહેલી પણ કીધી; રમત ગમત કરતી મુકી, યુદ્ધની વાટજ લીધી. બંને ભાઇએ બાહાર આવી, રથ કીધો ત્યાં એક; અભિમન્યુ તો અંદર બેઠો, ધરી નેકને ટેક. યુદ્ધ ભોમિમાં ચાલ્યા આવ્યા, દ્રઢ થઇને ઉભા; જાદવ કૌરવ લશ્કર આવ્યું, થોભ્યા જોઈ બે સુબા. યુદ્ધ તણો મનસુબો કીધો, જથે જથે જઇ ઉભા; ભીષ્મ કૃપને અશ્વસ્થામા, દ્રાણ નહિ કો ડુબ્યા. ચારે જણ અળગા જઈ ઉભા, શી આવી છે ખામી. ભીશ્મ કહે એ છોરાં સાથે, યુદ્ધ ન ઘટે આપણને; અળગા રહીને જુઓ તમાસા, ધરી કાંક ડહાપણને. જાદવ કૌરવ ભારે સેના, શું એને નહી જીતે; ચરચા જોવા રહ્યા ઉભા, સોટા ને મોટા રીતે. તમારે પણ ચરચા જોવા, અળગા રહેવું જોઇએ; છેવટ આપણ સામા થઈશું, વાંક ન કાઢે કોઇએ. ત્યારે કૃષ્ન કહે હો બંધુ ! સમજણની એ વાત; ચાલો આપણ અહીં રહીને, ન્યાળો બનતી ખ્યાત. વાત ઉતરી બળદેવને તે, હઈયે પુરણ પેર; રથ પોતાનો રાખ્યો જોડે, ભીશ્મ કૃષ્ણ બળદેવ. ભીષ્મ પીતાએ સાન કીધી, દ્રાણ ગુરૂને એવ; રથ હાંકી ભીંડાવો આગળ, ના ચસ્કે બળદેવ. દ્રાણ ગુરૂએ તેવું કીધું, બળદેવ પાસે આવ્યા; રથ ભીડાવ્યો રથની સાથે, હલધરને દબાવ્યા. એટલે રથ કૃપાચાર્યે રાખ્યો દ્રાણની જોડે; અશ્વસ્થામાને બોલાવ્યા ભીશ્મે પાસે કોડે. ચક્રાકારે રથની શોભા, વચમાં છે બે બંધુ; જુએ તમાસા બેસી રથમાં દેખાય છે સંધુ. ભીશ્મે સાન કરી દ્રાણને, વઢવું ન આપણ કોઈ; બળદેવ ઉપડે છોરાં સામે, કે સામે આપણે હોઇ. વચમાં ઘાલી માર દેવો, બળકૃષ્ન શું કરશે; વાંકો વાળ ન થાય છોકરાં, કરશે એવું ભરશે. સમજોટી જણ ચારે કીધી, પ્રભુના મનમાં કાંઇ; જાદવ કૌરવ શુર ઉભા લઢવા રણની માંહી. અળગાં ઉભાં બેઉ છોકરાં, ત્યાં બોલ્યો નરતન; જુઓ ભાઇ બે જથે ઉભા, શું કરવું ધરી મન. ગટોરગછ વદે હો વીરા; શા માટે ગભરાવ; જ્યાં ફાવે ત્યાં તમે જાઓ, બાકી મારૂં સાવ. વઢતો વઢતો પક્ષ તમારી, કરવા હું આવીશ; ગભરાશોના જરા હૃદયમાં, હું સઘળે ફાવીશ. અભિમન્યુ કહે જાદવ સામે, જાવ તમોયે બંધુ; કૌરવ સામે અમો જાઉં છું, સમજો થોડ સંધુ. ગટોરગછ તો ઉતર્યો હેઠો, અભિમન્યુ તો કહે છે; રથ તમારો માયાવી છે, બીક મને બહુ રહે છે. ગટોરગછ કહે મને ખબર છે, માટે તમને કહુંછું;

લઢતો વઢતો ખબર તમારી, લેવા હું સુચવું છું. એમ કહીને જાદવ સામે, પોતે લઢવા જાય; કૌરવ સામે અભિમન્યુ, જઇને ઉભો ત્યાંય. જાદવ સામે ગટોરગછને, અંધ સુતસુ અભિમન્યુ અડયોરે; દાસ છગન કહે યુધ્ધે કેવું, શુર બતાવી ભડભડયોરે.

## કડવું ૫૮ મુ.

રાગ અહોરાયજી—વૈશમ પાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજય રાય; વિસ્તારી તુજને સંભળાવું, સુરેખા હરણ સહીઆય. અહો૦ બંને ભાઈ યુદ્ધ કરવાને, રણમાં જઇને ઉભા: કૌરવ સામે અભિમન્યુને, ભીમ સુત જાદવ દુભ્યા. પ્રભુ પુત્ર જે પ્રદુમન તે, જાદવ સૌમાં મુખ્ય; ગટોરગછને દેખી બોલ્યો, જોઈ તને થાય દુઃખ. અમો ક્ષત્રીનાં કુળ કેવા છે, જો શોધી તુજ પરીયાં; નાત બહારીયા શંતનુ રાજા, મછ ગંધાને વરીયા. તારો કાકો હરણી લાવ્યો, ગાંધારી બીજ કન્યા; નંદિ સાથે પ્રથમ વરેલી, એ છે મોટો અન્યા. કુંતલપુરના જાદવ રાયે, કોઈ અમારી દીધી: કુંતા કુંવરે પાંચ કુંવારા, ભીમે હેડંબા લીધી. માટે સમજી સામો થાજે, હું નથી તું જેવો; મારે તોલે આવે નહિ, તુ જાને આવ્યો તેવો. પાંચ વરેલા એક નારને, તે તો ન મળે માટે: હરણ કરી લીધું કન્યાનું, મરણ થાય તે માટે. માયાવી કહે પુત્ર કૃશ્નના, સંભળ કહેવું મારૂં; વસુદેવને કંસે દીધાં, કાળાગ્રહ દુઃખ કાળું. પુછી જો તુજ તાતને તે, કારાગ્રહ અવતરીયા; છાશ પીધી ગાયો ચારી, ગોકુળમાં ઉછરીયા. તારા બાપે રાંછડી આણી, નરકાસુરને મારી; સામે હાથે કોણે આપી તે તો કહે વીચારી. રૂકમીણી તારી માતાને, હરણ કરીને લાવ્યા; એક મુછ સામાની કાપી, ત્યારે તો તમ આવ્યા. જરાસંધને માર્યો ભીમે, ત્યાંથી લાવ્યા નારી; સોળ હજાર એકસોને આઠજ, એ મુજ તાત બલીહારી. કુળ તારૂં રાખજ છાનું, મા આગળ મોશાળ; વળી કહેતો ઢગલા બંધી, હું આપું દ્રષ્ટાંત. એમ બોલતાં ચડસા ચડસી વધી પડી તો ભારે; રાતો તાતો થઇ ગયો છે, પ્રદુમન સુત કંસારે! વલણ—કંસ અરિ સુત થયો રાતો, ક્રોધે વદીયો વેણરે; દાસ છગન કહે સાંભળો, છીદ્ર યુદ્ધનું તેણરે.

## કડવું ૫૯ મું.

રાગ મનહર—ક્રોધ ભરયો પ્રદ્યુમન, સુણ તું હેડંબા તન; મદ મહીં છાકી ગયો, છાક તે બેસારેગો. હાથ આવ્યો આજ મુજ, લેઇ નાખું તારી સુજ; ચકરે ચઢેલો આજ, ઠામમાં લાવેગો. પ્રપંચી પ્રપંચ તારો, તોફાન સુન્યો મેં સારો; બળીયા સુ બાથ ભીડી, તેહનો દેખાડેગો. જમ જેવા જાદવના ગામમાં તોફાન કરે, કાલ જેવા કૈરવ તુજ સીરતોડ ડારેગો. ગટોરગછ કહે સુણ પ્રભુકે નંદન તુહી, પાઊં પડ તુજને તું દૈત લલકારેગો; તારા તાર તુજ કરે માયાવી મચેગા જબ, તોબા તોબા કરી તારો પ્રાણુનો નિકારેગો. આપો આપ બલકર તબતો પીછો ન પડું, કર તુજ પકરકે, માર બોહોત મારેગો. કીશનકે સુત દાસ છગન કે દાવ આયો કેસ તુજ પકરકે સમુદ્રમે ડારેગો. ચોપાઈ—જીભા ભેઢી એમ ત્યાં ચાલી ઘડી બે ચાર; પ્રદુમન કોપે ચઢયો, થનાર હોય તે થાય. એવે કઉરવ દળ વીશે, પહોંચ્યો અભે-મન; કરણ સામો આવીયો, સાથે લઈ બે તન. ગાજી બોલ્યો કરણ ત્યાં, આવ્યું તારૂં મોત; કન્યા હરી કપટે કરી, થાક્યો શું ખદ્યોત. સિંહ હોય તો ગાજી ઉઠે, શીયાળથી શું થાય; જા મેલુછું જીવતો, પડતું મારે પાય. અભેમન્યુ કહે હોય જીવવું, તો પડ તું મુજ પાય; દયા આવે બે પુત્રની, જતો મુકું આ ઠામ. મગરૂબી શું તું કરે, કરૂં વાંઝીઓ આજ; પેટભરો તું પાકીયો, દાસી પુત્ર અભાગ. ક્રોધ ચઢયો ત્યાં કરણને. સંભાળ્યું ધનુપ, બે પુત્રે આગળ થઇ, પીંતા કીધા તુપ. કહે પુત્રો અમ છતાં, તમો યુદ્ધમાં જાવ; અમે હણીશું એહને. બેઠા જુઓ દાવ. કરણ વિચારે પુત્ર કેવા, યુદ્ધ કરે છે આજ; વક્ષ કેતુ ને ચંદ્ર કેતુ, કેવી રાખે લાજ. માટે જઇને દુર બેઠો, સામા થયા બે શુર; ટંકાર કીધો ધનુપનો, શત્રુપર બળપુર. અભિમન્યુએ પણછ ખેંચી, તેવો થયો ટંકાર; બ્રહ્માંડ તો ભાગી પડે. લાગે છે ભેંકાર. વલણ—પણ ખેંચી સામ સામે ચઢયા યુદ્ધમાં તેહરે; દાસ છગન કહે યુદ્ધે જામ્યું સમોવડીયા જેહરે.

## કડવું ૬૦ મું.

ઝુલણા સાખી—તડોતડ તીર કાઢી ધનુપ સંધાન કર્યાં; બિજળી શાં ઝળહળે, જાણે જીવ તે લીયે; કહે વર્ષ કેતુ એમ કન્યા દેઈ પાય પડ; અભિમન્યુ કહે વર વરે ભાનુમતી ને. વીચારીને બોલ મંત્ર પુત્ર

તણા પુત્ર તુજ, અભિમન્યુ કહે દાસ પુત્ર જા તું ખશીને. તડો૦ વશ કેતુ કહે એમ, કપટ કરીને જેમ; રાજપાટ લીધું અમો, પીતા તુજ ઠગીને. કપટી કપટ કરે, તેનું ફળ મળે વ્હાણે; ઉંટ હાથી આપી (કેવા) ઠગી લીધા તમોને. તડો૦ કહે વષ તુ એમ; સભામાં દ્રૌપદી આણી; નચાડવા નગ્ન કરી, સમશેર ધારીને; અભિમન્યુ કહે સુજ, બંધુએ શણગાર દઈ, નગ્ન નચાવી માત, કાકી મામી તારીને તડો૦ વષ કેતુ કહે સુણ, તુજ તાત કાકા સહુ; દુઃખ દેવા કેવા કાઢયા, અઘોર વન મારીને. અભિમન્યુ કહે તેહ દાવ વાજ્યો કાલરોજ; શાક ભાજી ખવરાવી, કેવા માર્યા એકીને. તડો૦ જીલા જોળી સુણી કરણ પેટ પાસુ બળી જાય; મ્હેણું મારે સવાગ્ર તેથી હુંથી ન ખમાય. માટે મારા દીકરા તું મહેણાં ટેણાં મુકી દેય; ઉદ્યમ લઢાઈ કરો, એતો નહી થાકેય. તડો૦ વલણ—થાકે નહી મ્હેણાં થકી, એમાં નહિ કાંઈ માલરે; દાસ છગન લઢવા તણો, ઉદ્યમ રચવો હાલરે.

## કડવું ૬૧ મું.

રાગ સાખી—વૈશમપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજય રાય; દાસ પુત્રે કુંવર ચઢાવ્યા, હવે તીહાં શું થાય. વષ કેતુને ચંદ્ર કેતુ, હાથ ગ્રહ્યાં હથીયાર; અભિમન્યુએ સામાં લીધાં, હાંમત ધરી અપાર. કૈરવ સઘળા આયુધ લઈને, તુટી પડયા તે તીર; અભિમન્યુ તો નથી લેખવતો, તૃણ માત્ર તે સાર. જાદવ દળે ગટોરગછે ઝાઝું કીધું જોર; ગુપ્તી ગેડી ગદા મારે, થાયે શોર બકોર. ગભરાયો છે ગટોરગછને શીશ કેશ ઝટકાર્યા; જુ જુ જેવા જીવ હજારો, પડી અરથ તે સાર્યા. પૃથ્વી પાણી પવન અડતાં થયા દેત તૈયાર; ગજ ગજના છે દાંત જેના, બુચા ઉંચા અપાર. તેઓએ તો તુટી પડીને, જાદવ પર કીધું જોર; જેને વળગે તેને ન મુકે કરતાં શોર બકોર. કૈરવ દળમાં યુદ્ધ ચાલ્યું, સઉને વ્યાપી રીસ; ચંદ્રકેતુએ બાણ માર્યું, અભિમન્યુને શીષ. ગાંડિવ પુત્રે સામું મારી, તેનો કીધો ભંગ; ચંદ્ર કેતુએ મંત્ર ભણીને, માર્યાં બાણ અલક્ષ્ય. અભિમન્યુએ સામાં મારી, તેનો કીધો નાશ; મંત્ર ભણી નાગ પાસ મેલ્યું, અરજુન પુત્ર ખાસ. તેણે કરણના બે પુત્રોને, અવળે હાથે બાંધ્યા; તે દેખીને કરણ ઉઠયો ગરૂડ મંત્રને સાંધ્યા. બાણ મારી હાથ છોડયા, પુત્રોને ધિક્કાર્યા; નામ બોળુ બે નીકળીયા, કશા અરથ ના શાર્યા. એમ કહીને બાણ લીધું, અગણી તું તે વાર; સાઠ હજાર તે એકનાં થાયે, એવો સુર્ય કુમાર.

અરજુન સુત પણ નથી કાચો, સામાં મારે બાણ; ચાળીસ હજાર તેનાં થાયે, ના પામે ઓસાણ. પણ વિચારો ગજુ કેટલું, કૌરવ દળ તરવરતું; અગીયાર ક્ષોણી સાથ એકલો, એથી કહો શું નરતું. તોપણ જુધ્ધે જોર કરીને, રહ્યો તેહ ટકાવીઃ સુર્ય પુત્રની સામો તે તો, જોર કરે ના ફાવી. કરણ આગળ ગજુ કેટલું, બહુ પડે છે માર; આસપાસના યોદ્ધા કેરાં, બહુ લાગે હથીયાર. જાદવ દળમાં જોર કરે છે, બળિયો પ્રદુમન; શીવ મંત્ર ભણી બાણ માર્યું, રાક્ષસ કર્યા પતન. તે દેખી માયાવી કોપ્યો, ફરી શીષ ધુણાવ્યું; ચાળીસ હજાર રાક્ષસો બનીયા, જોઇ મનને ભાવ્યું. આજ્ઞાતો આપી તે સહુને, જાદવ દળમાં સોંઢો; તમે તમારૂં જોર દેખાડો, જાદવ નામે ત્રાડો. ગયા રાક્ષસો ઘોડ મુખા, ગર્દભ મુખા જ્યાંહેઃ શ્વાન મુખાને શિયાળ મુખા પીડે જાદવ ત્યાંહે. કે નાસે ને કેતો લાગે કે મુકુટ ઢળી જાયઃ બાણ તિરને ભાલા મારે, કશુ ન રાક્ષસ થાય. વળી તાડ બે તાડ ઉંચા, કઇના લાંબા કરણુ; રૂપવંતે કો નારી થઇને, જાદવ ઇચ્છે મરણું. બીહામણા બડ બાકતો ભુંડા, જેનું ઝાઝુ જોરઃ તાલ તરીયા એકાંતરીયા. ઝાડા ભારે ભોર. મુખ પહોળાં કંઈ દૈત્યો કેરાં, બેદસ-વીસ ગળી જાય; જેના સામું મુખ ફેરવે, તે ઉભે ના ત્યાંય. કરતા નાસા નાસ જાદવ, પડી રહી ભુમરાણ; ધુળકોટ થઇ ગયો પલકમાં, સુધબુધ થઇ હેરાન. કંઈ દૈત્યો તો પથ્થર લાવે, આકાશેથી નાંખે; ઝાડ પહાડને વિંછી વાનર, વરસાવે તે પાખે. ત્રાહે ત્રાહે સૌકો કરતા, સુઝે નહિ સમરથ; અભિમન્યુ શું કઉરવ દળમાં, કરતો તો વડ હથ્થ. હતો એકલો પણ ટેકીલો, ભલી ભીડાવી બાથ; સુર્ય પુત્રની સાથે પોતે, આજ મેળાવ્યો હાથ. કોપ કીધો કરણ રાયે, ભણ્યો શીવનો મંત્ર; બાણ છોડયું રણ વિશે, ભાગ્યો રથનો તંત્ર. રથ હીણો કુંવર થયો, પગ પાળો અભિમાન; ઓથ આશરો નવ રહ્યો, મારે ભુલ્યો ભાન. ભાલોડાં ભેગાં -હૃદયમાં, ફાટયાં ફાટયાં સઘળાં વસ્ત્ર; આભુષણ તુટી ગયાં, રૂધીર દેહાસ્ત્ર. વપુ ચારણી વત થયું, તરી ગયાં લોચન; ગટોરગછ સંભારીયો, ભીડ તણો ભંજન.

## કડવું ૬૨ મું.

રાગ ચાલતો—દ્રષ્ટિ ગઈ ગગનથી, ગટોરગછની સારઃ કઉરવ દળમાં અભેમન્યુ, દીઠો નિરાધાર. દુઃખ દેખી બંધુ તણું ક્રોધ હળાહળ ચઢિયો; જયદ્રથ બનેવી દુરયોધનનો, તેના રથમાં પડિયો. ઘોઢા મારી

ગભડાવી દઈ, પોતે રથ પર બેઠો; અભિમન્યુની પાસે જઇ, બેસારી ઉતર્યો હેઠો. પછી કહ્યું કે છે કંઇ ઇચ્છા ? કહે અભિમન્યુ વીરા; ઘણી કરી ચિંતા મુજ ભાગી, નથી રહ્યા અધીરા. તમે તમારૂં કારજ સાધી, વળી નજર તો કરજો; માયાવી કહે વીરા મારા, નિર્ભય થઇ વિચરજો. એમ કહીને વળ્યો સત્વર તે ચઢયો આકાશે; પ્રદુમનના રથની હેઠે, અચાનક ભય ભાસે. રથ ઉપાડી માથે લીધો, ઉંચો ચઢયો ગગન; જીવ લેવા થયો ઉભો, ચેત્યો પ્રદુમન. ભાલો લીધો હાથમાં ને રથની તળીયે માર્યો; રથ ઉછાળી નાખી ગામમાં, જાદવ દળમાં આવ્યો. સરદાર તમારો છે નહિ, તો લઢવું કો સાથે; રાક્ષસ રાક્ષસણી કોપ કરે તે, સહ્યા જાય નહી માથે. આખર દળ ભંગાણુ પડયું ને, જાદવ નાઠા ઘેર; માયાવીની જીત થઈ ત્યાં, થઇ છે લીલાલહેર. સર્વ દૈત્યને કહે ગટોરગછ, ભાઇની પક્ષજ કરવી; કૌરવ દળમાં જાવ સોંસરા, ભુખ થાક સૌ કરવી. પોતે જે આકાશે ઉભો, નીચી કીધી દ્રષ્ટ; ત્યાંતો જોર કરણ બહુ કરતો, અભિમન્યુ પામતો કષ્ટ. જોઇ એવું ઝડપ મારી, કરણ રથ તળે પેઠો; રથ ઉપાડી ગગને ચઢિયો, કરણ કાકા હું હેઠો. રથ તારો દરિયામાં નાખી, કાકીને રંડાવું; છૈયાં છોકર કળકળે ને ભુંડી વાત ભંડાવું. વચન સાંભળી કરણ ક્રુજ્યો, આ માયાવી ભુંડો; ખરા રંગમાં ભંગ કર્યો તે, હા ! ઉતરાવે ચુડો. ધનુષ બાણ તો નીચે મુકી કરમાં લીધો ભાલો; રથ જંગલમાં ફેંકી દીધો, હાડ કરણ કુટાડયો. ત્યાંથી કુધો દુરયોધનના, હાથી ઉપર આવ્યો; હથિઆરો સૌ છીનવી લઇને, છત્રપતી ગભડાવ્યો. હાથી પરથી પડયો હેઠો, માથુ તો કુટાયું; વહ્યું લોહી રાજાને માથે, જગત થાય સૌ ડાહ્યું. ગટોરગછ તો હેઠો આવ્યો, છાતીપર ચઢી બેઠો; આજ કાકા ઠેર મારૂ, ભીમ પુત્ર જુવે તો. થયો નિશ્ચય દુરયોધનને, હવે મોતજ આવ્યું; જીવતદાન દે મુને ભાઇ, કશું કહું નહી હાવું. નથી જોઇતી કન્યા મારે, લક્ષમણ રહે કુંવારો; પ્રતાપ તારો જીવું તે તો, કરૂં નહીં લવારો. દુરયોધનને પડયો દેખી, લશ્કર સર્વે નાઠુ, શકુની આગળથી નાઠો, ઉંદર બીલાડી સાઠુ. દુરયોધન કળકળવા લાગ્યો, છોડય ભાઈ તું મુજને; હવે દ્વારિકાં વાટ ન આવું, પાયે લાગુ તુજને. નમ્ર વચન કાકાનાં સુણી, દયા ગટોરગછ આવી; છાતી પરથી ઉઠયો બળીયો, જય જય સઘળે કહાવી. મુઠી વાળી દુરયોધન નાઠો, લોપ રાક્ષસો કીધા; અભિમન્યુની સાથે રથમાં, આવી ધામા દીધા. રાશ પરોણો ઝાલી બેઠો, થયો સારથી પોતે; દુરયોધન તે દેખી કહે છે, મામા સંશય ઓતે. ક્ષત્રીવટથી કન્યા લીધી, એ કુંવર છે અભિયા;

આજ ઉતર્યો એ પરતાપે, નહિ તો ભોગજ મળીયા. જીત જોઈ બળદેવ કોપ્યા, હળ મુશળ તો લીધું; રથ હાંકે ત્યાં ચક્ર ભીંડણમાં, કુડુ કારજ કીધું. ભીષ્મ કહે વીચારી ધરજો, આયુધ તે કો સામે; મારે તમારે લઢાઈ થાશે, ભલુ વચન કીધ ભામે. બલીભદ્ર કહે આ શું બોલો ? અવળાં વેણુ અકારાં; ભીષ્મ કહે કે એ બેઉ પણ છે છૈયાં અમારાં, એમ કહીને આયુધ લીધાં, પુત્રનો કરવા નાશ; કૃષ્ન વીરા ચાર જણુની, લેજે તું તપાસ. કૃષ્ન કહે કે ચક્ર મુકુ-જાદવ કરવા નાશ; હલધર કહે તું એમ શું બોલે, ગરીબ જાદવ ખાસ. કૃષ્ન કહે કે વીરા મારા, ન્યાય તણો પથ સ્હાવો; કયા વાંકે એને મારો, તેહ ન્યાય બતાવો. હલધર કહે કે નજરે જોયું, ઓરે અશરણા શરણુ; આપણે ઘર તોફાન કીધું, કરયું કન્યાનું હરણુ. પ્રભુ કહે કે હરણુ કીધું. તેહ અનીતી શાની: પહેલો વીવા શીદ કર્યો તો, લીધી કન્યા માની. હતી એમની એમણે લીધી, તેમાં શેનો વાંક; કેમ જવાદે કન્યા બીજની, હોયે સૌને નાક. ભીષ્મ કહે કે સુણો દ્રોણજી, ઘરમાં સળગ્યું ઠીક; આપણુ સ્હેજે જોવા કરીયે, હવે રહી નહી બીક. કૃષ્ન વચન સુણીને હલધર, કોપ ચઢયો મહા ભારી; આ સહુ કરનારો તું છે, તારી વાત વધારી. કૃષ્ન કહે કે હા મેં કીધું, નહી મરવા દઉં બાળ; કહે હલધર કપટ તારૂં, જાણ્યું મેં ગોપાળ.

## કડવું ૬૩ મું.

રાગ ચાલતો—હળ મુશળને હેઠું નાંખી, રથમાંથી ઉતરીયા; અભિમન્યુને પુછવા લાગ્યા, બતાવ કન્યા અહો છોકરા નહી દેઉં તુજ ઘેર; અભિમન્યુ કહે નથી જોકતી, નિશ્ચે ધારી પેર. અમે અમારી કહેવરાવીને લીધા છે બહુ લહાવો; અશોક બાગના ભોંયરા માંહેઃ જઈને કન્યા લાવો. લાવો કન્યા ભોંયરે, અશોક બાગે સારરે; દાસ છગન કહે સુણી હલધર, લેવા ગયા તે ઠારરે.

## કડવું ૬૪ મું.

રાગ રામકળી—આવ્યા હલધર કોપ કરીને, અશોક બાગે સારરે; વાવડીમાંથી જોઇ કન્યા છે, ભોંયરામાં સારરે. ચારે બાજુ ચોકી મુકયા, મોટા મોટા દૈત્યરે શીઘ્ર સ્મરણુ તે ઠામ કરી, લપડાકે ઉડાડયાં ચૈતરે. રક્ષણિઓ પણુ લોપ કીધી, કન્યા રહી એકીલી. નિજ

પીતાને દેખી ત્યાંતો, બાઝી પડી ટેકીલી. ખંધોલે બેસારી પોતે, રૂપ જોઇ કુળકળીયા; ચો પાનેતર કંકણુ કંકુ ભરી કન્યા લઈ વળીયા. કૌરવ હારી નાઠેલા તે, એક જગાએ મળીયા; જોયું નજરે તેમણે હલધર, કન્યા લઈ ઘર પળીયા. દુરયોધન કહે મામા તમે ત્રીજો દુશાશન; કરણુ સાથે આપણુ જઇયે, હલધરને ભોવન. સમજાવીને કન્યા લઇએ, થઇયે તરત વીદાય; સઉ નારીને રજા આપો, હસતીનાપુર જાય. તવ સૌ નારી વિદાય કીધી, સૌ કૌરવ તો ઉભા; કન્યા લેવા ચાર જણાને, દ્વારામતિમાં થોભ્યા. જઈ દુરયોધન હલધર પાસે, થઈ ઠાવકો બેઠો; ભંગ કર્યો આપણુના રંગે, પાંડવ તન મહા એઠો. જ્યારે ત્યારે નડે અમને, ગણાય છે બહુ રાંક; બળદેવજી તમે નજરે જોયું, એમાં કોનો વાંક, કરમ એમનાં એ ભોગવશે, કરે અધર્મ અન્યાય: અમે અમારે લઇને જઇએ, સુરેખા કન્યાય. તવ હલધરને ક્રોધજ વ્યાપ્યો, બોલ્યો શું હરામી; પરણી ચુકી કન્યા તેને, કરૂં શું બીજો સ્વામી. વગર વિચારે શું લવે છે, સેવક થાતો બાકરા; મસ્તક છેદુ એહનું હું, ચુકુ નહી અડગ..તવ ચારે જણ મુઠી વાળી, નાઠા તેણી વાર; રથે બેશી ગયા નીકળી, દ્વારીકાની બાહાર. ત્યાં જુએ તો ભીશ્મ દ્રોણ કૃપ, અશ્વત્થામા કૃષ્ણ; પાંડવ સુતને પાસ બોલાવી, પુછયા લાગ્યા પ્રશ્ન. ગટોરગછીને અભિમન્યુ તો, પડયા પ્રેમથી પાય; આશીષ દઇને મસ્તક મુકેશો, કર શ્રી ભીશ્મ પીતાય. સાંદ હરખીને ભીશ્મ કહે છે, અહો ભીમના તન ! ક્રિયા તારી જોઈ થયો હું ખુશી મારે મન. ધન ધન તારી જનેતાને, ધન ધન તારો બાપ; ગટોરગછી કહે સઉદાદા, તમારો પરતાપ. ભીશ્મ કહે કે વટ વહેવારે, ધરવી ન કોની ધાક; શાબાશી તો સવાઇ કાઢવી, જવા ન દેવું નાક. પછી કહે છે અભિમન્યુને, ઓ લાડકડા તન; તાત આવતા સુધી તું તો, રહેજે હેડંબા વન. કાં જે કપટી કૌરવ ઝાઝા, દગો કરે તુજ સાથ; મણ ચિંતવ્યું વિઘન આવે, પડે ઘસવા હાથ. અહો ગટોરગછી અભિમન્યુને રાખે તારે ઘેર; ગટોરગછી કહે મા દીકરો બે, ભલે રહે મુજ ઘેર. વચન તમારૂં માન્ય કરૂં છું, એઓને નહિ છોડું; ગમે તેવાં વિઘન આવે, તે સર્વે નિવેડું. કુંતાજી છે વિદુર ઘેરે, તેને હોય જો ચિંતા; તો પણ તેઓ અહીં આવે, ભલે રહે નચિંતાં. ભીશ્મપીતા ત્યાં એમ કહે કે, તમે ન ધરશો ચિંતા; કુંતાજી ત્યાં ભલે રહેતાં, તેની નથી અભિચ્છા. તમે તમારે નિર્ભ રહેજો, ઓરે મારા તન; વંશ વૃદ્ધિ તમથી થાશે, પાકયા છે બે રતન. તવ પુત્રો બે પાયે પડીયા, રીઝયા જુગજીવન; પાંચ જણે કર મસ્તક મુકયો; આશીષ દેતા મન.

વલણ—આશીષ પાંચે દેઇને, પછી વધા વચનરે: તમે જાવને અમે જઇએ, દાસ છગન ધન ધનરે.

## કડવું ૬૫ મું.

રાગ ધનાશ્રી લેહકેણી—વદે વૈશમપાયન વેણ, સુણ જનમેજય મુજ કેણ; તારો પીતા પરીક્ષતરાય, તેનો બાપ અભિમન્યુ થાય. તેનાં ચરિત્ર વંશ વિશેક, જેને વર્ણવતામાં વિવેક. દિધી આશીષ ચારે સત્ય; પળ્યાં પંથ પછીની ગત્ય. તે તો જઇ મળ્યા કઉરવ દળમાં; કૃષ્ન પ્રભુ ગયા નિજ ઘરમાં. બંને ભાઈ થયા વિદાય; આવ્યા એક જોજનની માંય. ત્યારે કહે ગટોરગછ સાર; ભાઈ તમો રહો આ ઠાર. થોડી વારમાં જઇને આવું; નવું કઉતક કાંઈ બનાવું. હું તો કરી આવું એસ લગાર; કાકી આગળ ગઈ છે સાર. એમ કહેતામાં તત્પર થયો; જુથ કઉરવ જુવતી ત્યાં ગયો. પુરો માયાવી બળવંત બળિયો; ધરે રૂપ તે જાય ન કળિયો. જુથ જુવતિ જાય ત્યાં જઇને; શત કઉરવનાં રૂપ લઇને. બળિષ્ટ કારભારી તેવા; આબેહુબ કળાય ન કેવા. પોતે દુર્યોધન રૂપ બનિયો; દુઃશાસન દુરેખ દુઃસનિયો. દીઠા આવતા ભાનુમતિએ; થઈ તસ પાપડ તર્પતિએ. ભક્કા બોલો સ્હેજ સ્વભાવ; પુછે ભાનુમતિ લાવી ભાવ. કહો કન્યાનું કીધું કેમ ? કહે કપટ દુર્યોધન એમ. તુ તો નિર્ભાગણી છે પુરી; બોલવામાં છે બહુ શુરી. રાંડો તમ પગને પરતાપ; અતિ ઉપજ્યો સંતાપ. જીવ જતાં મારો બચીયો; જુદ્ધ જામ્યું ને વાધ્યો કજીયો. સર્વ સ્ત્રી કહે બોલો સંભારી, પુઠે નિર્ભાગી તમ ભારી. વાંક અમારો શાને કાઢો; જાન સુંઢાડી પરણાવા લાડો. પહેલી અક્કલ કયાં બળી ગઇતી; કન્યા તો પિત્રાઈની થઇતી. વાંક તમ તણો લોભે લેવાયા; શુરા પુરા શા રાંડના ડાહ્યા. સુણી વચનને વાધ્યો કોપ; કપટી દુરયોધનને કરી ચોંપ. હાથ ઉછાળી ચોટલો ઝાલ્યો; એક તંત્ર નવ્વાણું હાલ્યો. સર્વે હાથ ગ્રહી નીજ નારી; ખેંચી પાડે રથથી ન્યારી. ગ્રહી કેશને દેછે માર; ગાળો ભાંડે નવસ્ત્રી અપાર. પાટુ ગડદા ઢીંચણ મારે; એકસો છ એકી હારે. કાળો કેહેર કર્યો માયાવી; વેર દ્રુપદીનું લીધું મન ભાવી. રહ્યા રોળને ભાંડા ભાંડ; બાપના બાપ સંભારે રાંડ. ત્યાંતો ઝાઝો કોલાહલ મચિયો; કાકી કર્યાચો તે થઈ પકિયો. એવે કૈરવ દળતો આવ્યું; સુણી કોલાહલ દરસાવ્યું. કોઇ કરે સ્ત્રીઓને હેરાન; ધાઇ પહોચ્યો લુંટે છે કોણ. દડમલ દોડતા જોઈ, લોપ થયો માયાવી ત્યાંઇ. આવી

કૌરવ સર્વે પુછે, રડો રાંડો તે કારણ શું છે? ત્યાંતો પુછેછે ભુપાળ, રાણી કહે તમારૂં કપાળ! મારી નાખીને થાવ અજાણ્યા, છો સપુત તે સર્વે જાણ્યા. જોયુ શત પુરૂષોએ દુઃખ, લાગ્યા હસવા દઇ વસ્ત્ર મુખ; એવે બોલ્યો દુરયોધન, મામા કેવા આ શુકન. કોણે કીધું ને આ શું થયું, દુઃખ કહેવાય નહિ જે કહ્યું. બોલ્યો મામો શકુની એમ, કાકા વિદ્યા જાણી જેમ તેમ; એતો આવ્યું ગટોર ગચીઉ, જેણે કાકીને નચવીયું. કરી આશ્વાસન સહુ નારી, વાત ગટોરગછ વિસ્તારી; તે તો ત્યાંથી થયો જે લોપ, હસ્તીનાપુર ગયો કરી કોપ. વલણ— કોપ કરી માયાવી પહોંચ્યો, હસ્તીનાપુર માંયરે; દાસ છગન કહે, હવે તીહાં શું થાયરે.

## કડવું ૬૬ મું.

રાગ આશા લેહેકણી—હસ્તીનાપુર કોપ કરીને, પહોંચ્યો ભીમ-સેન તન; શકુની કેરૂં રૂપ લઇ ગયો, દરબાર ગઢ જ્યાં અંધ. ધ્રુત્રા-ષ્ટરની સભામાં આવ્યો, ત્યાં બોલ્યા છડીદાર; આવ્યા શકુની જુહાર લેજો, અંધ વદે તે ઠાર. કેમ શકુની કયાંથી આવ્યા, જાન રહી કો ઠામ; શું શું થયું તે દ્વારીકા વિષે, પ્રેમ કેવો બળરામ! કપટી ગટો-રગછ શકુનિ રૂપે, બોલ્યો આંસુ પાડી; દ્વારીકાની વાત કહું શું, જીભ ન ચાલે અગાડી. કર દેઇ લેલાટે ત્યાંતો, માંડયુંરે રૂદન; રડતાં રડતાં કહેવા માંડયું, આવ્યા પાંડવ તન. શું કહું તમને વાત તેહની, એક ગટોરગછ બળીયો; ભીમ તણો સંતાન આવ્યો, બળમાં નવ જાય કળીયો. બીજો અરજુન તન અભિમન્યુ, એણે વાજ્યો ઘાણ; હરણ કીધું કન્યા કેરૂં, લીધા જાનના પ્રાણ. માયાવી સુત ભીમ તણો તે, સર્વેને સંહારે; બાળ બચ્ચાં નર ને નારી, કો જીવતું ના ધારે. હું એક નાઠો રહ્યો જીવતો તે તો તમ પ્રતાપ, વેર વાળી પીતા કેરૂં, અને બોલ્યો તે આપ. ચાલો ભાઇ અભિમન્યુ આપણ, ચોથે દહાડે જઇશું; રાજ રિધને મહેલ કબજ કરી, મનમાની સેલ કરીશું. સો ભાઇ નાસો મહેલ ભોગવીયે, થઇયે છત્રપતિ આપ; પાંડવને તો લાવી રાખીયે, મટે સર્વ સંતાપ. એવું સુણી જ્વાળા પ્રકટી, અંધ તણે પગ શીશ; માથુ કુટી અંધ બોલ્યો, મન જણાવી રીસ. અરેરે આતે શું નિપન્યું, ઉપન્યો પાંડવ વંશ; મહેલ મારા એ ભોગવશે, એતો મુજને ક્લેશ. આટલું થાતાં પાંડવનો વંશ, સુખ ભોગવે તે દાઝે; આપી આજ્ઞા આંધળે કે ( શેવક ) દેવત દાબો આજે. મહેલ સઘળા

તોડી નાખો, લક્ષ શેવક જાઓ; ઝટપટ સઘળું સાફ કરીને વાત મને જણાવો. લક્ષ શેવકો વીદાય થઈને ઝપાટે દૈવત દાખે; શત મહેલ તોડી નાખ્યા ઝટપટ, એકુ પણ નવ રાખે. ખુશ થયો મન કપટી શકુની ભારે કીધું કામ; આડે ફરવાનું નામ દઈને લોપ થયો તે ઠામ. એક સપાટે ચાલ્યો આવ્યો, અભિમન્યુને મળીયો; રાશ પરોણો હાથ લઈને, રથ હાંકતો તે બળીયો. વાતો કરતા ચાલ્યા બંધવ, હશે રમે બે વીર; હિડિંબા વનમાં આવી ઉતર્યો, ઘર ગયા ગુણ ગંભીર. વલણ—ગુણ ગંભીર ગુણવંત પહોંચ્યા, ઘરમાં તેણી વારરે; શિશ નમાવ્યું માતને, વીતી કહી નીરધારરે.

## કડવું ૬૭ મું.

રાગ સામેરી—ગટોરગછને અભિમન્યુ, ગયા પોતાને ઘેર; વાતો કરતા માતશુ, કઉરવ દળ શી પેર. હસ્તીનાપુર જાન પહોચી, જોયું ત્યાં મેદાન; કેમ બન્યુ ને કોણે પાડયા, મહેલ શત નિદાન. ધ્રુત્રાષ્ટ તો વદયો મુખથી, મરેલ કયાંથી આવ્યા; દુરયોધન કહે આવા ખોટા સમાચાર કો કહાવ્યા. ધ્રુત્રાષ્ટ કહે તારે મામે, આવી કહી છે વાત; શકુની કહે કાંઈ ન જાણું, આવ્યો જાનની સાથ. મારા જેવું રૂપ ધરીને, આવેલો માયાવી; ગટોરગચ્ચીયું છે મહા ભુડું, સૌએને રોવરાવી. દુર્યોધન કહે પીતા મારા, પાંડવ તો બહુ સારા; પણ બે પુત્રો ભુંડા ઉઠયા, એ બે છે નઠારા. ભીમસુતની વાત કરવી, એની છે બહુ બીક; અરજુન સુત જે અભિમન્યુ, એતો ઠીકાઠીક. એણે સત્યાનાશ વાળ્યું, રહેવાનું પણ ટાળ્યું; વળાય એટલું આપણી સાથે, પાંડવનું વેર વાળ્યું. એમ કરે છે અંધ સુતને, અંધ પરસ્પર વાતો; કઢયા ધીકયા અદળક થાતા, ખાધેલી છે લાતો. અભિમન્યુ જઈ નમ્યો સુભદ્રા, ચરણ મુક્યું શીષ; ગટોરગછનાં વખાણ કીધાં, દીધી છે આશીષ. ગટોરગછ જો હોત નહિ તો, કન્યાનો રહેત અદાપ; ગટોરગછ કહે અભિમન્યુ પરણ્યો, પોતાને પ્રતાપ. અભિમન્યુ કહે અધિક કીધું, કઉતક ત્યાંતો ભાઈ; જાદવ કૈરવ દળ ઓળખાયા, વળી વધી વડાઈ. એહ સર્વ છે પ્રતાપ ભાઈનો, હુતો શું કરી જાણું; હું ને તું જો ગયાં હોત તો કદી ન વાતજ બહાણું; અરસ પરસ એમ વખાણ કરીને, સૌકો શાન્તિ પામ્યા. ભીષ્મ પીતા જે બોલ્યા, સુત ન આવીશ હસ્તીનાપુર, કઉરવ મદના ડોલ્યા. દગો કરે કે કરે ખરાબી, રહો હેડંબા વન; હેડંબા કહે રહો સુખે, એથી શું ધન ધન.

બંને ભાઇની રળી પહોંચે, વળી બેહ્ન છે સારી; સુભદ્રા શું વાતો કરતાં, દીન જાય અવિકારી. ભીષ્મ પીતાએ હસ્તીના પુરમાં, કહી કુંતાને પેર. અભીમન્યુ હેડંબા વનમાં, કરશે લીલા લહેર. દ્રીવીત વનમાં પાંડવ છે, તમે સુખેથી રહેજો. જુગજીવનને સ્હાય કીધી, કામ હોય કંઈ કહેજો. ભકત સુતને માટે ઝાઝી, ખટપટ કરી દયાળ. કરે ભક્તિ હરી તણી, હેત સુતને પણ કૃપાળ. બોડાણો રણછોડજી લાવ્યો, પછી વીત્યાં અતી વર્ષ; ત્રાંબેકરે દેરૂં બાંધ્યું, પ્રતિષ્ઠાનો હર્ષ. પણ મુરતી હાલે નહિ કોથી, સ્વપ્નુ શામે દીધું; બોડાણાનો વંશજ લાવો, સર્વે કારજ સીધું. માટે હરિજન હરીને સેવો, ભજન તણો મહિમાય; આખર વખતે એહજ આવે, જન્મ સાર્થક થાય. સંવત ઓગણી સીત્તેર વર્ષે, જેઠ સુદ પ્રથમાય; મંગળવારે હર્ણ સુરેખા પ્રશ્ન પુરો થાય. ઉમરેઠવાસી વીપ્રવર્ણે, બાજ ખેડાવાળ; દ્વિવેદી દાસ સુત છગને ગુણ ગાયા ગોપાળ. ગુણ ગાયા ગોપાળના, પુરો મનના કોડરે; દાસ છગન કહે બોલજો, જય જય શ્રી રણછોડરે.

